I.S.S.U. GRADED SERIES

# VILLAGE & PRIMARY COURSE

## THIRD YEAR

By Mrs. Annett

---

ગ્રામ્ય અને પ્રાથમિક સાબ્બાથશાળાઓ માટે

# ત્રીજા વર્ષનો અભ્યાસક્રમ

મિસીસ આનેટ કૃત

---

ભાષાંતરકર્તા: મિ. મણીલાલ સી. પારેખ, બી. એ.

---

આવૃત્તિ ૧લી: ૧૦૦૦ પ્રત

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળી

સુરત

૧૯૨૬

કિમ્મત ૮ આના

હિન્દુસ્તાનની સંયુક્ત સાબ્બાથશાળાઓ

ક્રમવાર ગોઠવેલા પાઠ

ગ્રામ્યશાળાઓ તથા પ્રાથમિક વિભાગને માટે

# ત્રીજા વર્ષનો અભ્યાસક્રમ




મિસીસ આનેટ કૃત.

ભાષાંતરકર્તા: મિ. મણીલાલ સી પારેખ, બી. એ.



૧,૦૦૦ પ્રત. ] ૧૯૨૩ [ કિંમત ૮ આના

# અભ્યાસક્રમનો આશય

(૧) બાળકોમાં નીચેની વાતો સંબંધી જ્ઞાન ઉત્પન્ન કરવાનો છે:

આપણો પિતા ઈશ્વર અને આપણો ત્રાતા ઇસુ ખ્રીસ્ત આપણા પર કેવો પ્રેમ રાખે છે;
ઈશ્વર કુદરત ઉપર અને આપણને લગતી સર્વ કાંઇ વાત ઉપર અધિકાર ભોગવે છે;
ઈશ્વર પવિત્ર છે;
ઈશ્વર સર્વકાળ આપણી પાસેજ છે.

(૨) બાળકોને એ બતાવવાનો છે, કે:—

પાપનું પરિણામ દુઃખ છે;
પાપથી આપણું તારણ કરનાર ઇસુ છે.

આ બધા કામનું પરિણામ બાળકોના દિલમાં ઈશ્વર પ્રત્યે સાદો અને સરળ વિશ્વાસ પ્રગટ કરવાનું હોવું જોઇએ. આ વિશ્વાસ સદાચરણ, સદ્વૃત્તિ અને સદ્ગુણ જેવા કે આજ્ઞાધીનતા, માયાળુપણું, પ્રાર્થના, વગેરે રૂપે પ્રગટ થશે.

## ત્રીજું વર્ષ.

### ૧. આપણા સ્વર્ગીય પિતાના પ્રેમ અને સંભાળ.

(૧) આ સુંદર જગત કેમ રચાયું—ઉત્પત્તિ ૧; ૧-૩૧.
યાદ રાખવાનું વચન. યશાયાહ ૩૭; ૧૬.

(૨) મેઘધનુષ્યના સંબંધમાંનું વચન—ઉત્પ. ૭; ૮: ૯; ૧-૧૭.
યાદ રાખવાનું વચન. ગીત. ૧૦૮; ૧.

(૩) રણમાં પાણી—નિર્ગમન ૧૫; ૨૩-૨૫: ૧૭; ૧-૭.
યાદ રાખવાનું વચન. યાકુબ ૧; ૧૭.

(૪) આકાશમાંથી પડતો ખોરાક—નિર્ગમન ૧૬; ૧-૨૧, ૩૧.
યાદ રાખવાનું વચન. યાકુબ ૧; ૧૭.

(૫) ખરાબ અન્ન અને પાણી સારાં કરવામાં આવ્યાં. ૨ રાજા. ૨; ૧૯-૨૨. અને ૪; ૩૮-૪૧.
યાદ રાખવાનું વચન. ગીત. ૪૬; ૧.

## ૨. ઈશ્વર પોતાના લોકોનું રક્ષણ કરે છે.

(૬) તરસ્યા છોકરા માટે પાણી—ઉત્પત્તિ ૨૧; ૯-૨૧.
યાદ રાખવાનું વચન. ઉત્પત્તિ ૨૧; ૧૭.

(૭) ઈશ્વરે એક વિધવાને કેવી રીતે સહાયતા આપી—૨ રાજા. ૪; ૧-૭.
યાદ રાખવાનું વચન. ગીત ૧; ૧૫.

(૮) ગુપ્ત રાખવામાં આવેલો બાળ રાજા—૨ રાજા. ૧૧; ૧-૨૧.
યાદ વાખવાનું વચન. ગીત. ૧૨૧; ૫.

(૯) બળતી ભઠ્ઠી—દાનીયેલ ૩; ૧-૩૦.
યાદ રાખવાનું વચન. દાનીયેલ ૩; ૧૭.

(૧૦) સિંહાવલોકન—ભાગ ૧ અને ૨.

## ૩. ઈસુની વાતો.

(૧૧) ઇસુનો જન્મ—લુક ૨; ૧-૨૦.
યાદ રાખવાનું વચન. લુક ૨; ૧૪.

(૧૨) માગી લોકોની મુલાકાત—માત્થી ૨; ૧-૧૨.
યાદ રાખવાનું વચન. માત્થી ૨; ૧૧.

(૧૩) ઈસુના પહેલા શિષ્યો—યોહાન ૧; ૨૯-૪૨.
યાદ રાખવાનું વચન. લુક ૫; ૧૧.

(૧૪) ઈસુ એક લગ્નની મિજબાનીમાં—યોહાન ૨; ૧-૧૧.
યાદ રાખવાનું વચન. યોહાન ૨; ૫.

(૧૫) ઈસુ જાખીને ઘેર જાય છે—લુક ૧૯; ૧-૧૦.
યાદ રાખવાનું વચન. લુક ૧૯; ૧૦.

## ૪. બીજા ઉપર પ્રેમ કરવો અને તેમની સેવા કરવી.

(૧૬) ઈસુ પોતાના મિત્રોની સેવા કરે છે—યોહન ૧૩; ૧-૧૭.
યાદ રાખવાનું વચન. યોહાન ૧૩; ૩૪.

(૧૭) રૂથ અને નાઓમી—રૂથ ૧; ૧-૨૨.
યાદ રાખવાનું વચન. યોહાન ૧૩; ૩૪.

(૧૮) રૂથ જવના ખેતરમાં—રૂથ ૨; ૧-૨૩: ૪; ૧૩-૧૬.
યાદ રાખવાનું વચન. હેબ્રી. ૧૩; ૧, ૨.

(૧૯) મુસા અને ભરવાડણો—નિર્ગમન ૨; ૧૫-૨૨.
યાદ રાખવાનું વચન. હેબ્રી. ૧૩; ૧, ૨.

(૨૦) મંદિરની ભાગોળે લુલો માણસ—પ્રે. કૃ. ૩; ૧-૧૧.
યાદ રાખવાનું વચન. ગલાતી. ૬; ૧૦.

(૨૧) ચાર મિત્રો એક માંદા માણસને સહાયતા આપે છે—માર્ક ૨; ૧-૧૨.
યાદ રાખવાનું વચન. ગલાતી. ૬; ૨.

## ૫. પાપ અને તેની શિક્ષા.

(૨૨) એક કજીઆની વાત—ઉત્પત્તિ ૪; ૧-૧૬.
યાદ રાખવાનું વચન. એફેસી. ૪; ૩૧.
(૨૩) બાબેલનો બુરજ—ઉત્પત્તિ ૧૧ ; ૧-૯.
યાદ રાખવાનું વચન. દૃષ્ટાંત. ૧૩ ; ૧૫.
(૨૪) એક નોકરનું પાપ—૨ રાજા. ૫; ૧૫-૨૭.
યાદ રાખવાનું વચન. નિર્ગમન ૨૦; ૧૭.
(૨૫) યૂનાની વાત—યૂના ૧, ૨, ૩.
યાદ રાખવાનું વચન. દૃષ્ટાંત. ૧૩; ૧૫.
(૨૬) સિંહાવલોકન--ભાગ ૪ અને ૫.

## ૬. પાપીને માટે ઈસુનો પ્રેમ.

(૨૭) એક પાપી છોકરા વિષે ઈસુએ કહેલી વાત—લુક ૧૫; ૧૧-૨૪.
યાદ રાખવાનું વચન. ૧ યોહાન ૧ ; ૯.
(૨૮) ઈસુ અને તેના દુશ્મનો—માત્થી ૨૬ ; ૩૬-૫૫.
યાદ રાખવાનું વચન. ગીત. ૮૬ ; ૫.
(૨૯) ઈસુ અને પીતર—માત્થી ૨૬; ૩૩-૩૫, ૫૭-૭૫
યાદ રાખવાનું વચન. માત્થી ૬ ; ૧૨.
(૩૦) ઈસુનું વધસ્તંભે જડાવું—માત્થી ૨૭; ૩૫-૬૬.
યાદ રાખવાનું વચન. ગલાતી. ૨; ૨૦.
(૩૧) ઈસુને મૃત્યુ પામેલાંમાંથી ઉઠાડવામાં આવે છે—માત્થી ૨૮; ૧-૧૫.
યાદ રાખવાનું વચન. લુક ૨૪; ૩૪.
(૩૨) ઈસુ સ્વર્ગે જાય છે--લુક ૨૪; ૫૦-૫૩. પ્રે. કૃ. ૧; ૧-૧૨.
યાદ રાખવાનું વચન. યોહાન ૧૪; ૨.

## ૭. સ્વર્ગની વાતો.

(૩૩) યોહાને સ્વર્ગમાં શું જોયું—પ્રકટીકરણ ૨૧; ૧: ૨૨; ૫.
યાદ રાખવાનું વચન. યોહાન ૧૪; ૨.
(૩૪) ઈસુએ કહેલી એક લગ્નમીજબાનીની વાત—માત્થી ૨૨; ૧-૧૪.
યાદ રાખવાનું વચન. માત્થી ૨૪; ૪૪.
(૩૫) એલીયાહ સ્વર્ગમાં કેવી રીતે ગયો—૨ રાજા. ૨; ૧-૧૨.
યાદ રાખવાનું વચન. યોહાન ૧૪; ૩.

## ૮. મંદવાડ અને મૃત્યુ ઉપર ઈશ્વરનો અધિકાર છે.

(૩૬) એક માંદો રાજા સાજો કરવામાં આવ્યો—૨ રાજા. ૨૦ ; ૧-૭.
યાદ રાખવાનું વચન. ૨ રાજા. ૨૦ ; ૫.

(૩૭) ઈસુ અને કુંડ આગળનો માણસ—યોહાન ૫; ૧-૧૪.
યાદ રાખવાનું વચન. યોહાન ૫; ૮.
(૩૮) એક દિલગીર માતાને આનંદિત કરવામાં આવી—૨ રાજા. ૪; ૮-૩૭.
યાદ રાખવાનું વચન. યિર્મેયાહ ૧૭; ૭.
(૩૯) એક ધનવાન માણસની નાની છોડી—લુક ૮; ૪૧-૫૬.
યાદ રાખવાનું વચન. લુક ૮; ૫૦.
(૪૦) સિંહાવલોકન—ભાગ ૭ અને ૮.

## ૯. ઈશ્વરના મિત્રો ભલું કાર્ય કરે છે.

(૪૧) ઇબ્રામ પોતાનું ઘર છોડે છે—ઉત્પત્તિ ૧૨; ૧-૯.
યાદ રાખવાનું વચન. રૂમી. ૪; ૩.
(૪૨) ઇબ્રામ એક કજીઓ અટકાવે છે—ઉત્પત્તિ ૧૩; ૧-૧૬.
યાદ રાખવાનું વચન. માત્થી ૫; ૯.
(૪૩) ઇબ્રામ લોટને બચાવે છે—ઉત્પત્તિ ૧૪; ૧-૨૪.
યાદ રાખવાનું વચન. માત્થી ૫; ૯.
(૪૪) એક ભલી સ્ત્રી પોતાના બાળકને બચાવે છે—નિર્ગમન ૨; ૧-૧૦.
યાદ રાખવાનું વચન. ગીત. ૪૦; ૧૭.
(૪૫) મુસા અને બળનો છોડ—નિર્ગમન ૩; ૧-૧૮: ૪; ૨૭-૩૧.
યાદ રાખવાનું વચન. નિર્ગમન ૩; ૧૨.
(૪૬) શમૂએલ, બાળ-યાજક—૧ શમૂએલ ૨; ૧૮, ૧૯: ૩; ૧-૧૪
યાદ રાખવાનું વચન. ૧ શમૂએલ ૩; ૮.

## ૧૦. ખરો માર્ગ પસંદ કરવો.

(૪૭) ઈસુ પ્રલોભનની સામે થાય છે—માત્થી ૪; ૧-૧૧.
યાદ રાખવાનું વચન. યાકુબ ૪; ૭.
(૪૮) એક મહેલની શાળામાં ચાર રાજકુમારો—દાનીયેલ ૧; ૧-૨૧
યાદ રાખવાનું વચન. દાનીયેલ ૧; ૮.
(૪૯) જે માણસે પરદેશીને સહાયતા આપી હતી તે—લુક ૧૦; ૨૫-૩૭.
યાદ રાખવાનું વચન. માત્થી ૨૨; ૩૯.
(૫૦) સિંહાવલોકન—ભાગ ૯ અને ૧૦.

**ખાસ દિવસોના પાઠ.**

(૫૧) ઈસ્ટર: ૩૧મો પાઠ ફરીથી કરવો.
(૫૨) નાતાલ: ૧૧ અને ૧૨ પાઠ ફરીથી કરવા

# ૧. આપણા સ્વર્ગીય પિતાનો પ્રેમ અને તેની સંભાળ.



## પાઠ ૧.

### આ સુંદર જગત કેમ રચાયું?

ઉત્પત્તિ ૧; ૧-૩૧.

**શિક્ષકનો અભ્યાસ.**

આ પાઠ તૈયાર કરવામાં શિક્ષક જો ૧૦૪થું ગીત વાંચી જશે તો તેથી તેને ઘણો લાભ થશે. 'ઉત્પત્તિ ૧'માં ઘણા જુના કાળના બનાવોનું વર્ણન છે. ગીત ૧૦૪ એ ગીતશાસ્ત્રકારના જ્ઞાનથી મળતા પ્રકાશમાં ઉત્પન્ન કરેલા જગતનું ચિંતન કરતાં તેના દિલમાં ઉદ્ભવતું ગાન છે. ઉત્પત્તિના પહેલા અધ્યાયમાં દેવ જગતથી અતીત છે. તે પૃથ્વીની બહાર ઉભો રહી આજ્ઞા કરે છે. ગીત ૧૦૪માં તે અંતસ્થ છે, અને પ્રકાશ એ તેનું વસ્ત્ર અને આકાશ એ તેનો તંબુ છે. ઉત્પત્તિ ૧માં દેવ અને પ્રકૃતિ ૭ દિવસના કામ પર્યંત દેખાય છે, અને એ ગીતમાં સાથે એક મનુષ્ય પણ છે જે એ બધું જુએ છે, જાણે છે અને ગાય છે. ગીતકાર એક ચિત્રકાર બને છે અને પોતાના ચિત્રમાં જાતજાતના રંગ પુરી તેને અતિ સુંદર બનાવે છે. તેમાં આપણે પર્વતો, તેમાં વહેતાં ઝરણો અને એ ઝરણોમાં પાણી પીતાં જંગલી જનાવરો જોઇએ છીએ: તેમાં અસંખ્ય જીવો જેમાં રહ્યા છે એવો સાગર જોવામાં આવે છે, અને નિર્જન વનમાં રાત્રીનો દેખાવ અને દિવસના પ્રકાશમાં મહેનત કરતો મનુષ્ય આપણી નજરે પડે છે. ઉત્પત્તિ ૧માં જે જગતનું વર્ણન કરવામાં આવ્યું છે તે એક સૃષ્ટ જીવની નજરે ચઢતાં આ ગીત ગવાય છે, અને તેનો વિષય સ્વાભાવિક રીતે "દેવ પોતાની કૃતિઓમાં આનંદ પામશે" એ છે. આનો પ્રતિધ્વનિ ગીતકારના પોતાના દિલમાં સ્હેજ

થાય છે, અને તે કહે છે કે "તેના વિષેનું મારૂં ચિંતન મધુર થશે......ઓ મારા જીવ, તું દેવને સ્તુત્ય માન." શિક્ષકોએ આ જુની કથા નાનાં છોકરાંને એવી રીતે કહેવી જોઇએ કે તેઓ પણ આ વાતો પ્રત્યક્ષ જુએ, અનુભવે અને આનંદ પામે. બાળકોએ પણ ગીતકારનું દૃષ્ટિબિંદુ પ્રાપ્ત કરવું જોઇએ. આ કેમ બને? એકજ રીતે. શિક્ષકોએ પોતે એ વાત પ્રત્યક્ષ જોવી જોઇએ, અને તેમનું આવું દર્શન માત્ર ફુલ કે વૃક્ષમાં સમાપ્ત થવું ન જોઇએ, પણ ઇશ્વર સુધી પહોંચવું જોઇએ" (હન્ટલી).

**વાતનો આશય.**

છોકરાંને પોતાની આજુબાજુ રહેલી પ્રકૃતિ કે કુદરતમાં ઇશ્વરને જોતાં કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—સાબ્બાથવાર એ બીજા દિવસોથી જુદો કેમ છે? આપણે તે દિવસે સાધારણ શાળામાં જવાનું હોતું નથી, પણ સાબ્બાથ-શાળામાં જવાનું હોય છે. એ શા માટે છે? તે દિવસે મોટે ભાગે બજારમાં કાંઇ ભેદ જોવામાં આવતો નથી, પણ બજાર કે ઓફિસોના સંબંધમાં એ ભેદ બતાવે એવું કાંઇ હોય તો તે છોકરાંને બતાવવું. સાબ્બાથવાર એ શા માટે બીજા વાર કરતાં જુદો છે તેની વાત કરવાના છીએ.

**પૃથ્વી.**—ઘણા લાંબા કાળ પહેલાં આ પૃથ્વી પર માણસ કે પ્રાણીઓ કે ફળ કે ફૂલ વગેરે કંઇજ ન હતું, કારણકે તે વખતે એ પૃથ્વીની અવસ્થા એવી ન હતી કે તેના પર કોઇ પણ જીવ કે વનસ્પતિ રહી શકે, પણ એ વખતે ઇશ્વરે એને એક બહુ સારી અને સુંદર જગ્યા બનાવવાનું ધાર્યું. જ્યારે પાણી એક જગ્યામાં એકઠાં થયાં અને સુકી ભૂમિ દેખાઇ (ઉત્પત્તિ ૧; ૯) ત્યારે પૃથ્વીની અવસ્થા કેવી હતી તે વિષે કંઇક કહો. છોકરાંએ દરિયો જોયો છે? જો ન જોયો હોય તો તેમણે મોટામાં મોટી નદી કે મોટામાં મોટું તળાવ જે કંઇ જોયું હોય તે તેમની પાસે યાદ કરાવવું, અને એવું પાણી સર્વત્ર ફરી વળે તો કેવી સ્થિતિ થાય તેની તેમની પાસે કલ્પના કરાવવી. વળી માત્ર કોરી

ભૂમિમાં પાણી કરતાં કાંઇ વિશેષ ન હતું. પૃથ્વી રહેવા જેવી થાય તે માટે શી શી વસ્તુઓની જરૂર છે તે વિષે છોકરાં કંઇ કહી શકે છે? ઝાડપાન, ફળફૂલ, આપણે ખાઇએ છીએ તે અનાજ, ઘાસ વગેરે બધું ઇશ્વરે બનાવ્યું: આમાંનું કેટલુંક લોકોને ખાવા માટે હતું અને કેટલુંક માત્ર શોભાને માટે હતું. આ બધું કરવાને ત્રણ દિવસો લાગ્યા હતા: તે વિષે વાત કરો.

આકાશ.—આકાશ વિષે છોકરાંની શી સમજ છે તે પહેલાં તપાસો અને દિવસે દેખાતા સૂર્ય અને રાત્રે દેખાતા ચંદ્ર અને તારાઓ, જે બધામાંથી આપણને ગરમી અને પ્રકાશ મળે છે, તે વિષે વાત કહો. આ બધાં ઇશ્વરે ઘણા, ઘણા લાંબા કાળ પહેલાં, જ્યારે તે આપણને રહેવા માટે પૃથ્વી તૈયાર કરતો હતો, ત્યારે બનાવ્યાં હતાં.

પ્રાણીઓ.—પૃથ્વી રહેવાને માટે યોગ્ય થાય એ સારૂ બીજી કઇ કઇ વસ્તુઓની જરૂર છે તે વિષે છોકરાં કંઇ કહી શકે છે? પૃથ્વી પર જો પ્રાણીઓ ન હોય તો એ કેવી સુની લાગે તેનો વિચાર કરો! ગાય, ભેંસ, કે બકરાં ન હોય તો આપણને દૂધ કયાંથી મળે? વળી બળદ, ઘોડા, ઉંટ, હાથી, વગેરે પ્રાણીઓ જે બધું કામ કરે છે તે યાદ કરો. આપણને એ બધાંના કામની જરૂર પડશે એમ ઇશ્વર જાણતો હતો, જેથી તેણે તેમને પણ સૃજ્યાં. છોકરાં કેટલી જાતનાં પ્રાણીઓનાં નામ જાણે છે? પંખી, માછલાં, જીવજંતુઓ, વગેરે તેમની પાસે ગણાવો. આ બધાં પ્રાણીઓ કેમ જીવે છે? ઇશ્વરે તેમને માટે ખોરાક પોતાની દયાથી અગાઉથી તૈયાર કરી રાખ્યો હતો.

લોકો.—જ્યારે બધું આવી રીતે તૈયાર થયું હતું ત્યારે ઇશ્વરે આ સુંદર પૃથ્વી ઉપર રહેવા માટે મનુષ્યો સૃજ્યાં. આપણે જે એક વસ્તુની જરૂર છે તે તે ભૂલ્યો ન હતો, અને અઠવાડીઆના છેલ્લા દિવસે તેણે એક પુરૂષ અને એક સ્ત્રી સૃજ્યાં. તેમની આજુબાજુ રહેલી આટલી બધી વસ્તુઓવાળા આ સુંદર જગતમાં તેમને કલ્પો. ઇશ્વરે આ બધું બનાવવામાં છ લાંબા દિવસો લીધા હતા, અને ત્યાર પછીના દિવસે તેણે આરામ લીધો, અને આપણે પણ તેમજ કરીએ એમ તે ઇચ્છે છે. માટે સાબ્બાથવાર એ બીજા દિવસોથી જુદો છે.

**વાત પછીનું થોડુંક.**

સાબ્બાથશાળામાં આવવા ઉપરાંત તમારાં છોકરાંને ઇશ્વરે જે કાંઇ કર્યું છે એ યાદ રાખવામાં સાહ્ય કરે એવું પ્રત્યેક સાબ્બાથવારને દિવસે તેઓ કહી શકે એવું કાંઇક સૂચવો. તેઓ કોઇ પંખી કે પ્રાણીને કાંઇ ખાવાનું આપી ન શકે? અથવા કોઈ ફૂલઝાડની સંભાળ રાખી ન શકે? સૃષ્ટિની સુંદર રચનાના સંબંધમાં કોઈ સારૂં ગીત ગવડાવો.

**યાદ રાખવાનું વચન.**

હે સૈન્યોના યહોવાહ,…તેં આકાશ તથા પૃથ્વી સૃજ્યાં છે. યશાયાહ ૩૭; ૧૬.

---

## પાઠ ૨.

## મેઘધનુષ્ય સંબંધીનું વચન.

ઉત્પત્તિ ૭ : ૮ : ૯; ૧-૧૭.

**શિક્ષકનો અભ્યાસ.**

જળપ્રલયના કારણ માટે જુઓ ૬ ; ૧–૭ : ૭ ; ૯ નો ધ્યાનપૂર્વક વિચાર કરો. નુહને વહાણ બાંધવાની આજ્ઞા તેના પુત્રોના જન્મ વખતે આપવામાં આવી હોય એ સંભવિત છે ( ૬ ; ૧૦–૧૩ ), અને જો તેમ હોય તો નુહને તે બાંધતાં સોએક વર્ષ લાગ્યાં હતાં ( ૫ ; ૩૨ : ૭ ; ૬ ). વહાણનો આકાર અને કદ ધ્યાનમાં લો ( ૬ ; ૧૫, ૧૬ ). જળપ્રલય ક્યાં સુધી રહ્યો તેને માટે જુઓ ૭ ; ૧૧ : ૮ ; ૧૪. પવિત્ર અને અપવિત્ર પ્રાણીઓના સંબંધમાં નુહનું જે જ્ઞાન તે તે કાળના લોકોની બુદ્ધિ કેવી હતી તે જણાવે છે. જે અરારાટના પહાડ ઉપર વહાણ થંભ્યું હતું તે નકશામાં જુઓ. મેઘધનુષ્ય એ કંઇ નવું ચિહ્ન ન હતું, પણ તેમાં એક નવો અર્થ બતાવવામાં આવ્યો હતો. આ એક નવા કરારનો વિચાર કરો–(૧) યહોવાહે પૃથ્વી સાથે કરેલો કરાર ( ૮ ; ૨૦–૨૨ ). (૨) એલોહિમનો માણસ સાથેનો કરાર (૯ ; ૧–૧૭). ઉત્પત્તિ ૧ ; ૨૮–૩૦ની સાથે આ વાત ધ્યાનપૂર્વક સરખાવો. માંસાહાર આપવામાં આવ્યો છે. લોહી ખાવાની મના કરવામાં આવી છે અને ખૂનીને

શિક્ષા કરવાનું કામ માણુસને સોંપવામાં આવ્યું છે. આમાંનું છેલ્લું કાર્ય કરવાનો પ્રત્યેક રાજ્યને હક છે. (૩) આ કરારને એક ચિહ્ન વતી બહાલ રાખવામાં આવ્યો છે (૯; ૮-૧૭) (હન્ટલી).

**વાતનો આશય.**

ઇશ્વર આપણી જે સંભાળ રાખે છે તેના વિચાર પર ભાર દેવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—પૂરની વાત કરો. બાળકોએ કોઇ પણ પૂર કોઇ વાર જોયું છે? ચોમાસાનો કોઇ ભારેમાં ભારે વરસાદ તેમને યાદ છે? તેમને એવો ભારે વરસાદ ગમે છે? તેમને સારા વરસાદના લાભ કહો અને પૂરનાં જોખમ અને નુકશાન વિષે પણ કહો.

**વહાણુ બાંધવા વિષે.**

ઘણા લાંબા કાળ પહેલાં ઇશ્વરને કેટલાક દુષ્ટ લોકોને શિક્ષા કરવી હતી અને એક જળપ્રલયદ્વારા તે કામ કરવાનો તેણે વિચાર કર્યો. માત્ર થોડાજ સારા લોકો હતા (એ કોણ હતા તે કહો), અને તેને તેમનું રક્ષણ કરવું હતું. પૂર કે પ્રલયમાં માણુસો કઇ રીતે બચી શકે તે વિષે બાળકો કંઇ કહી શકે છે? હા, એને સારૂ વહાણુજ સારામાં સારો ઉપાય છે. આટલા માટે ઇશ્વરે નુહને એક વહાણુ બનાવવાનું કહ્યું. તેને તેમ કરતો કલ્પો. બીજા લોકોએ તેને જે જે પ્રશ્નો પુછ્યા તેનો વિચાર કરો: વાદળાં કે વરસાદ વગર પૂર કેવી રીતે આવશે એમ ધારી તેઓએ તેની મશ્કરી કીધી હશે.

**વરસાદને પડતો સાંભળવો.**

આખરે એ વહાણુ પુરૂં થયું. ત્યાર પછી તમારા ધારવા પ્રમાણે નુહે શું કર્યું હશે? તેણે સર્વ જાતનાં પ્રાણીઓ ભેગાં કરવા માંડયાં. તેણે આમ શા માટે કર્યું એ છોકરાંને કહેવા દો. આ બધાંને તેણે સહિસલામત રાખવા વહાણુમાં મુકવા માંડયાં. વળી તેણે ખોરાકનો સંગ્રહ પણ ઘણો કર્યો, કેમ, જાણે તે તેમાં તે બધાં પ્રાણીઓને ઘણો લાંબો કાળ રાખવા ધારતો હોય. ત્યાર પછી તેમાં કેટલાંક માણુસો

પણ દાખલ થયાં. આ કોણ હતાં તે કહો અને બીજાં માણસો હજુ સુધી તેમની મશ્કરી કરતાં હતાં એ પણ કહો. જ્યારે સહુ અંદર પેઠાં ત્યારે ઇશ્વરે તેનું બારણું બંધ કર્યું અને એકદમ વરસાદ વરસવા લાગ્યો. એ વરસાદનું આબેહૂબ વર્ણન આપવાનો કંઇક પ્રયત્ન કરો—કોઇ પણ ઠેકાણે એવો ભારે વરસાદ કદી પડયો નહિ હોય. આપણો ભારેમાં ભારે વરસાદ તો એની સાથે સરખાવતાં કંઇજ નહિ હોય. એ વહાણમાંનાં આઠ માણસો કેટલી બધી ચિન્તાથી તેને સાંભળતાં હતાં તેનો વિચાર કરો. એક, બે, ત્રણ, ચાર, આઠ, દસ, પંદર, પચીસ દિવસ સુધી એ વરસતોજ રહ્યો અને એમ છતાં તેનો અંત આવ્યો નહિ. આખરે વહાણ તરવા લાગ્યું. આખી પૃથ્વી પાણીથી ઢંકાઇ ગઇ હતી. એ વખતે આ વહાણમાંનાં આઠ માણસો તેના છાપરા ઉપર વરસાદ જોરથી પડતો સાંભળી પોતાના વહાણ માટે ઈશ્વિરનો કેટલો બધો ઉપકાર માનતાં હશે! વળી તેમને તેમના મનમાં વરસાદ અટકશે કે નહિ એ સંબંધમાં કેટલી બધી ચિંતા થતી હશે!

**પુરને નીચે ઉતરતું તપાસવું.**

આખરે વરસાદ વરસતો અટકયો પણ તેઓ વહાણમાંથી બહાર નીકળી શકે તેમ નહોતું, કારણ કે કયાંય પણ કોરી જમીન જોવામાં આવતી ન હતી. એ લોકોએ વહાણની બારી ઉઘાડી ચારે બાજુએ પાણીજ પાણી જોયું હશે ત્યારે તેમને કેવું લાગ્યું હશે તેનો વિચાર કરો. એમની લાંબો વખત રાહ જોવી, પાણીનું ધીમે ધીમે નીચે ઉતરવું, પહાડોનાં શિખરો દેખાવાં, એ બધું મનમાં કલ્પો. નુહે તે વખતે શું કર્યું તે કહો--પહેલાં તેણે એક કાગડો મોકલ્યો, પછી ત્રણ વાર એક કબુતર મોકલ્યું અને એ કબુતરેં શું આણ્યું એ બધું કહો (૮; ૬–૧૨). તે પોતે બહાર કેમ ન ગયો? બાળકોને એ સમજાવો કે ઇશ્વર તેને કંઇ કહે એ માટે તે રાહ જોતો હતો.

**મેઘધનુષ્ય જોવું.**

પણ આખરે એક દિવસ એવો આવશે કે જ્યારે બહાર બધું તદન સહિસલામત હતું અને ઇશ્વરે નુહને કહ્યું કે, "તમે હવે બહાર જઇ શકો છો અને બધાં પ્રાણીઓને પણ લઇ જઇ શકો છો.". એ વહાણમાં

એક વર્ષ પુરાઇ રહ્યા પછી તેઓ પહેલીજ વાર બહાર નીકળ્યા ત્યારે તેમને કેવું લાગ્યું હશે તેનો બરાબર ખ્યાલ કરો. વળી તેમણે પૃથ્વી ઉપર નજર કરી અને ઘાસ, ઝાડ, વગેરેને ફરી ઉગતાં જોયાં ત્યારે તેમણે એક મેઘધનુષ્ય જોયું. છોકરાંએ મેઘધનુષ્ય કદી જોયું છે? તેમનેજ તેનું વર્ણન કરવા દો, અને ઇશ્વરે કહ્યું કે "એ મેઘધનુષ્ય હવેથી હમેશને માટે તમારી આગળ મારા એક દૂતરૂપ થશે—હું આ મોટા પૂર જેવું પૂર કદી મોકલવાનો નથી અને જ્યારે તમે મેઘધનુષ્ય જુઓ ત્યારે તમે આ વચન યાદ રાખજો.

**વાત પછીનું થોડુંક.**

તમે હવેથી જ્યારે મેઘધનુષ્ય જોશો ત્યારે એ વાત અને એ વચન યાદ રાખી શકશો? એ વચન માટે આપણે ઇશ્વરનો ઉપકાર માનીશું? આપણે વરસાદને માટે તેનો ઉપકાર માનવા ઇચ્છીએ છીએ, પણ તે આપણા ઉપર એવું ભયંકર ચોમાસું ફરીથી મોકલવાનો નથી તે માટે પણ આપણે તેનો ઉપકાર માનવા ઇચ્છીએ છીએ.

**યાદ રાખવાનું વચન.**

"યહોવાહનો આભાર માનો, કેમકે તે ઉત્તમ છે." ગી. શા. ૧૦૭: ૧.

---

### પાઠ ૩.

## રણમાં પાણી.

નિર્ગમન ૧૫; ૨૩-૨૫: ૧૭; ૧-૭.

**શિક્ષકનો અભ્યાસ.**

ઇસ્રાએલ લોકોના ભ્રમણના નકશામાં સિનાયના દ્વિપકલ્પમાં મારાહ, રફિદિમ અને હોરેબ જુઓ. આ બધી જગ્યાઓનું બરાબર સ્થાન જાણવું અત્યારે મુશ્કેલ છે, પણ એ આખો દ્વિપકલ્પ રેતાળ અને ઉજડ છે અને ત્યાં પાણી ભાગ્યેજ મળે છે. રાતો સમુદ્ર ઓળંગ્યા પછી તુરતજ એ લોકોને ત્રણ દિવસ સુધી મારાહ પહોંચ્યા પહેલાં અરણ્યમાં ચાલવું પડયું હતું, જેથી તેમણે ત્યાં જઇ પાણી કડવું જોયું

એટલે તેમને ઘણી નિરાશા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ હતી. તેઓ સમુદ્ર પાર જ્યાં ઉતર્યાં હતા. તે સ્થાનમાં અરણ્યમાંના ત્રણ દિવસ ચાલે એટલું પાણી તેમને મળ્યું હતું. તેઓ રફિદિમ જરા મોડા પહોંચ્યા હતા (જુઓ ગણના ૩૩; ૮-૧૪). લોકો મુસાને ઠપકો આપવા માટે કેટલા બધા આતુર હતા (૧૫; ૨૪ : ૧૭; ૩, ૪) તે ધ્યાનમાં લો, અને આ તેમના મનની શી સ્થિતિ સૂચવે છે તે સંબંધી વિચાર કરો. પ્રત્યેક બાબતમાં મુસાએ શું શું કર્યું તે બરાબર જુઓ.

**વાતનો આશય.**

ઇશ્વરનાં પ્રેમ અને કાળજી આપણે માટે કેટલાં છે તે વાત તેના જળરૂપી દાનદ્વારા છોકરાંને સમજાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—એક નાનું બચ્ચું ટોપલીરૂપી હોડીમાં બચ્યું હતું તેની વાત કોને યાદ છે? એ બચ્ચાનું નામ શું હતું? જ્યારે તે બચ્ચું મોટું થઇ એક માણસ થયું ત્યારે તેણે શું કર્યું તે વિષે હું તમને એક વાત કહેવાનો છું.

**અરણ્યમાં વાસ કરવો.**

મુસા એક દિવસ ઘણા લોકોને લઇને એક લાંબી મુસાફરી ઉપર નીકળ્યો હતો. તે તેમનો નેતા હતો અને તેઓ તેને બાપ સમાન ગણતા હતા. એ લોકોનો સમુદાય, જેમાં પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો હતાં. તેમનો તમારા મનમાં ખ્યાલ કરો, અને તેઓ કેવી રીતે મુસાફરી કરતા હતા અને તેમને માટે ગાડીઘોડા કે રેલગાડી ન હતી, પણ તેમને પગે ચાલવું પડતું હતું એ બધું કહો. આખી મુસાફરી માટે શી શી વસ્તુઓની જરૂર છે તે છોકરાંનેજ કહેવા દો. રસ્તામાં ગરમી કેટલી બધી હતી તે તેમને જણાવો અને એ સ્થિતિમાં પાણીની કેટલી બધી જરૂર હોય છે એ તેમને બરાબર સમજાવો. તેઓ પોતાનાં પાણીનાં ઠામ ભરી ચાલવા લાગે એ વાતનો બરાબર ખ્યાલ કરો. આમ તેઓ એક, બે, ત્રણ દિવસ સુધી ચાલ્યા. તેઓ પોતાની મુસાફરી દરમ્યાન જ્યાં વાસ કરતાં હતાં ત્યાં શી સ્થિતિ હતી તે વિષે કંઇક કહો, અને પ્રત્યેક દિવસ પાણીને માટે તેમણે કેવાં ફાંફાં માર્યાં હશે તે વિષે પણ કંઇક ખ્યાલ આપો.

**ખરાબ પાણીનું પ્રાપ્ત થવું.**

ત્રીજા દિવસને અંતે છોકરાં પાણી માટે પોકાર કરવા લાગ્યાં હતાં તેવામાં તેમણે એક ઝાડને ઉગેલું જોયું અને તેઓ એકદમ બોલી ઉઠયાં કે, "પાણી ત્યાં હોવું જોઇએ, અને પાણી ત્યાં હતું પણ ખરૂં. તેઓ એ પાણીના ઝરણ આગળ કેવી રીતે ફરી વળ્યા હશે અને પોતાના પ્યાલા ભરી કેવી આતુરતાથી તે પીતા હશે તેનો કંઇક ખ્યાલ કરો. પણ અફસોસ! એ પાણી કડવું હતું અને પીવાય તેવું જરા પણ ન હતું. નિરાશ થઈને તેઓએ મુસાને કેવો ઠપકો આપ્યો અને તે કેવી રીતે દિલગીર થઇ એ વિષે ઇશ્વરને પ્રાર્થના કરવા ગયો તે કહો, અને તેણે શું કરવું એ વિષે ઇશ્વરે તેને તે વખતે કહ્યું. તમારા ધારવા પ્રમાણે તેણે શું કહ્યું હશે? મુસાએ કેવી રીતે પેલા ઝાડની એક ડાળી તોડી અને પાણીમાં નાખી, અને એ વખતે સહુ લોકો કેવી વિસ્મયભરેલી રીતે તેના પ્રત્યે જોઇ રહ્યા હતા તે બધું આબેહૂબ કહો. એમ કર્યાં પછી તેણે તેમને બોલાવી તે પાણી ફરીથી ચાખવાનું કહ્યું. હવે તે પાણી તદન સારૂં થયું હતું અને સહુએ જોઇએ તેટલું પીધું. તમને એમ લાગે છે કે એ પાણી માટે તેમને તે વખતે ઇશ્વરનો ઉપકાર માનવાનું યાદ આવ્યું હશે?

**પાણી બિલકુલ ન મળવું.**

તેમને તુરતજ પોતાની મુસાફરી પર પાછું નીકળવાનું હતું અને એ બધો પ્રદેશ એજ જાતનો હતો. બધેય રેતાળ રણ હતું અને પાણીનાં ઝરણ બહુજ થોડાં હતાં. આખરે તેમણે જે પાણી પોતાની સાથે લીધું હતું તે બધું ખુટી ગયું, અને તેઓ એવા થાકી ગયા હતા કે તેમનાથી જરા પણ આગળ ચાલી શકાયું નહિ. આથી તેમણે પોતાનાં પોટલાં નીચે મુકયાં અને તેઓ જ્યાં હતા ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો. પણ ત્યાં જરા પણ પાણી ન હતું: તે આખો દિવસ તેમણે પાણી દીઠું ન હતું. પાણી વગર બચ્ચા કેવાં રડવા લાગ્યાં હશે તેનો વિચાર કરો. આ જોઇ ફરીથી એમનાં માબાપો મુસાનો દોષ કાઢવા લાગ્યાં. એ વખતે મુસાએ ઇશ્વરને શું કહ્યું તે તેમને કહો (૧૭; ૪). ફરીથી તેણે શું કરવું એ ઇશ્વરે ફરીથી તેને જણાવ્યું. આ વખતે મુસાએ પાણી કેવી રીતે મેળવ્યું તેનો આબેહૂબ ચિતાર આપો (૧૭; ૫, ૬). ત્યારે લોકોને

એમ નક્કી ખાત્રી થઇ હોવીજ જોઇએ કે ઇશ્વરજ તેમને સારૂ પાણી મોકલતો હતો, અને તેમણે તે માટે તેનો ઉપકાર માન્યો હોવોજ જોઇએ.

**વાત પછીનું થોડુંક.**

છોકરાં પોતે જે પાણી પીએ છે તે ઇશ્વરનું દાન છે એ વાત તેઓ બરાબર જાણે છે કે નહિ એ જુઓ, અને આખરની પ્રાર્થનામાં તેને માટે તેનો ઉપકાર માનો.

**યાદ રાખવાનું વચન.**

હરેક ઉત્તમ દાન તથા હરેક સંપૂર્ણ દાન ઉપરથી હોય છે, અને.........બાપ પાસેથી ઉતરે છે." યા. ૧ ; ૧૭.

---

## પાઠ ૪.

## આકાશમાંથી પડેલું અન્ન.

નિર્ગમન ૧૬ ; ૧-૨૧, ૩૧.

**શિક્ષકનો અભ્યાસ.**

આ બનાવ જે બે બનાવની ગયા અઠવાડીઆમાં વાત કરવામાં આવી તેની વચ્ચે બનેલો છે. જે રસ્તો ઇસ્રાએલ લોકોએ લીધો હતો તેની વિશેષ વિગત જુઓ (ગણના ૩૩ ; ૯-૧૪), અને નકશા ઉપર બરાબર તપાસો. મારાહ અને એલેમ ગયા પછી તેઓ પાછા દરિયાકાંઠે આવ્યા હતા અને હવે સીનનું અરણ્ય તેઓ ઓળંગતા હતા. આ અરણ્યમાં પાણીનું એક ઝરણું હતું, જેથી તેમને બે બાબતમાં કંઇ હરકત ન હતી, પણ ત્યાં તેમને કંઇ ખોરાક મળે તેમ ન હતું. આવા પ્રદેશમાં આવા મોટા સમુદાયને ખોરાક પૂરો પાડવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો વિચાર કરો, અને તે સારૂ પ્રયત્ન કરવા માટે મુસામાં કેટલો બધો વિશ્વાસ હશે તેનો ખ્યાલ કરો. તે દેવની સાથે નિરંતર વાતચીત કરતો હતો તેનાં ચિહ્ન ફરીથી જુઓ. જ્યારે ઇસ્રાએલ લોકો પોતાની ગુલામીની દશા ભૂલી ગયા, ત્યારે તેમને મિસર દેશની સારી વાતો યાદ આવી એ વાત ધ્યાનમાં લો. માન્નાનાં રૂપ અને સ્વાદનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે ધ્યાનપૂર્વક વાંચો ( ૧૬ ; ૧૪, ૩૧ ).

૧૦૮૬૯



આના સંબંધમાં જુઓ યોહાન ૬ ; ૩૧-૩૪, ૪૮-૫૧. વિશ્રામવારના સંબંધમાં લોકોનો જે ભાવ હતો તે ધ્યાનમાં લો (૧૬ ; ૨૨-૩૦). એ લોકો તે પાળવાનું મિસર દેશમાં ભૂલી ગયા હતા, જેથી તેમને તે વિષે ઇશ્વરનો શો વિધિ હતો, તે ફરીથી જણાવવાની જરૂર હતી.

**વાતનો આશય.**

ખોરાક એ દેવનું બીજું એક દાન છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆનો પાઠ યાદ કરો. મુસા લોકોને કેવા પ્રદેશમાં થઇને લઇ જતો હતો? તેમને ત્યાં શી મુશ્કેલી નડી હતી? હવે આપણે એ સંબંધમાં બીજી એક વાત સાંભળવાનાં છીએ.

**અરણ્યમાં વાસ કરવો.**

આ લોકોને પોતાની મુસાફરીમાં તંબુ નાખીને રહેવું પડતું. તેઓના તંબુમાંના વાસ વિષે કંઇક ખ્યાલ કરો: પુરૂષો દરેક સાંજે તંબુઓ નાખતા હતા ત્યારે સ્ત્રીઓ રસોઇ કરતી હતી. એ લોકોનો ખોરાક શું હતો? ખજૂર, રોટી અને તેઓ દરિયાની નજદિક હોય ત્યારે માછલી પણ. દરરોજ સવારે તંબુઓ પાછા ઉપાડી લેવામાં આવતા હતા અને લોકો ચાલવા લાગતા હતા. બપોરના તેઓ થોભી રસોઈ કરતા અને ખાતા અને જરા ટાઢા પહોરે તેઓ પાછા ચાલવા લાગતા. કોઇ કોઇ દિવસ તો તેઓ બિલકુલ ચાલતા નહિ; અથવા જ્યાં પાણી બહુ હોય ત્યાં તેઓ આખો દિવસ રહી કપડાં, વગેરે ધોતા. આ વખતે બાળકો શું કરતાં હતાં?

**અંદરઅંદર ફરિયાદ કરવી.**

આ લોકો ઉપર તુરતજ એક નવી મુશ્કેલી આવી પડી હતી. ત્યાં એવી કોઇ બજાર ન હતી કે જ્યાંથી તેમને ખાવાનું મળી શકે, અને તેમની પાસે ખોરાક બહુજ થોડો રહ્યો હતો. બાળકો બહુ ભૂખ્યાં હતાં અને તેમનાં માબાપ તેમને અને સહુને માટે ખોરાક ક્યાંથી લાવવો તે સંબંધમાં પરસ્પર વાત કરવા લાગ્યાં. તેઓ જ્યાં હતાં ત્યાં કંઇ પણ મળી શકે તેમ ન હતું ; ત્યાં ન હતી બજાર, કે ન હતું વન, કે ન હતાં ખેતરો કે જેમાં તેઓ અનાજ ઉગાડી શકે, પણ માત્ર પત્થર અને સુકી ને ઉની

રેતી ચારે બાજુએ જોવામાં આવતાં હતાં. બીજે દિવસે બધો ખોરાક ખુટી ગયો, અને મુસાએ લોકોને ફરિયાદ કરતા અને પોતાને વિષે ફરીથી માઠું બોલતા સાંભળ્યા. હવે તમારા ધારવા પ્રમાણે ત્યાં શું થઇ શકે તેમ હતું? આ સ્થિતિ કેટલી બધી મુશ્કેલ હતી તે છોકરાં બરાબર સમજે તેમ કરો.

**દેવનો સંદેશો સાંભળવો.**

જ્યારે પાણી ન હતું ત્યારે મુસાએ શું કર્યું હતું એ તમને યાદ છે? તેણે એ વખતે જે કર્યું હતું તેજ તે અત્યારે કરે છે, અને તેણે તે વિષે ઇશ્વરને પ્રાર્થના કરી ને ત્યાર પછી લોકોને એકઠા કર્યાં અને તેમને દેવનો સંદેશો કહ્યો. "તમે આવી રીતે કચકચ કરો છો એ માટે ઇશ્વર તમારાથી નાખુશ છે, પણ તે તમને અન્ન વગર રાખશે નહિ. અહિં કાંઇ ઉગે તેમ નથી માટે તે તમારે સારૂ આકાશમાંથી ખોરાક મોકલશે. રોજ સાંજે તમને કાંઇક માંસ મળશે, અને સવારે તમને રોટી મળશે." તેઓએ એ વિષે કેવી રીતે પરસ્પર વાતચીત કરી હશે તેનો વિચાર કરો. એ ખોરાક કેવો હતો તેના સંબંધમાં તમે કંઇ અટકળ કરી શકો છો? એ બાળકો આખો દિવસ પ્રશ્ન પુછતાં હોવાં જોઇએ અને ખોરાક ઉંચેથી પડે છે કે નહિ તે જોવા તેમણે આકાશ તરફ વારંવાર જોયુંજ હશે.

**સાંજે ખોરાકની પ્રાપ્તિ થવી.**

સાંજે જે બીના બની તેનો આબેહૂબ ખ્યાલ કરો. સંધ્યાકાળે જ્યારે પંખીઓ પોતાના માળામાં આવે છે ત્યારે તેમના વાસ ઉપર લાવરીઓ ઘણી મોટી સંખ્યામાં ઉડતી આવી અને તેમના તંબુની આસપાસ પડેલો એઠવાડ ખાવા લાગી. હવે ઇસ્રાએલ લોકોને આ જાતનાં પંખી ખાવાને માટે બહુ ગમતું હતું. જેથી તેમણે તેમને કેટલી બધી આતુરતાથી પકડયાં હશે અને તે રાત્રે તેમને કેવું સારૂં ભોજન મળ્યું હશે તેનો ખ્યાલ કરો. મુસાએ કહ્યું કે "ઇશ્વર એ લાવરીઓને રોજ સાંજે મોકલશે."

**સવારે ખોરાકની પ્રાપ્તિ થવી.**

તે રાત્રે તેમણે સુખેથી આરામ લીધો અને તેઓ પ્રભાતમાં વહેલા ઉઠયા. તેમણે રણ ઉપર નજર નાખી ત્યારે શું જોયું તેનું વર્ણન કરો. ચારે બાજુએ જમીન ઉપર કંઇક નાનું નાનું ધોળું ધોળું પડયું

હતું. "આ શું છે?" "એ ક્યાંથી આવ્યું?" મુસાએ કહ્યું કે, "એ આકાશમાંથી પડેલી ઇશ્વરના ઘરની રોટી છે." તેઓમાંના કેટલાકે તેમાંથી થોડુંક કેવી રીતે ઉપાડયું અને ચાખ્યું અને તે તેમને કેવું સારૂં લાગ્યું તે વિષે કંઇક વિચાર કરો. ત્યારે સહુ એથી ટોપલીઓ ભરવા લાગ્યાં. સ્ત્રીઓએ તેમાંથી રોટી બનાવી અને સહુને પુષ્કળ ખાવાનું મળ્યું. મુસાએ કહ્યું કે "તમને આજે જેટલું મળ્યું છે તેટલું ખાઇ જાઓ, કાલે પણ એટલુંજ પુષ્કળ મળશે," અને હતું પણ તેમજ. દરેક રાત્રે લાવરીઓ અને સવારે માન્ના, અને તે બધું તેમને જરૂર હતી ત્યાં સુધી મળ્યા કર્યું.

**વાત પછીનું થોડુંક.**

છોકરાં જે ખોરાક નિત્ય ખાય છે તે આ માન્ના અને લાવરીઓની માફકજ ઇશ્વરનું દાન છે એ તેમને સમજાવો. વરસાદ અને સૂર્યનો પ્રકાશ અનાજ ઉગાડવામાં કેવી રીતે સાહ્ય કરે છે તે વિષે કોઇ ગીત જાણતા હો તો તે ગાઓ. તમારી આખરની પ્રાર્થનામાં તમને નિત્ય મળતા અન્ન માટે ઇશ્વરનો ઉપકાર માનો, અને બાળકોને જ્યારે તેઓ કંઇ ખાય ત્યારે ત્યારે તેમને ઇશ્વરનો ઉપકાર માનવાનું કહો.

**યાદ રાખવાનું વચન.**

"હરેક ઉત્તમ દાન તથા હરેક સંપૂર્ણ દાન ઉપરથી હોય છે, અને બાપ...પાસેથી ઉતરે છે." યા. ૧; ૧૭.

---

## પાઠ ૫.

## ખરાબ પાણી અને ખોરાક સારાં કરવામાં આવ્યાં.

૨ રાજા. ૨; ૧૯-૨૨: ૪; ૩૮-૪૧.

**શિક્ષકનો અભ્યાસ.**

યરદનની ખીણમાં આવેલું યરેખો અને ગિલ્ગાલ નકશામાં જુઓ. ગિલ્ગાલ નામની ઘણી જગ્યાઓ હતી, પણ આ ગિલ્ગાલ ઘણું કરીને બેથેલ આગળ આવેલું હતું. એલીયાહુ અને એલીશાએ જે માર્ગ લીધો હતો તે પણ જુઓ (૨; ૧, ૨, ૪, ૬). ૪; ૩૮માં આવેલું 'ફરીથી' એ સૂચવે છે કે તે જગ્યાની એલીશાએ કરેલી આ મુલાકાત બીજી વારની હતી. પેગંબરોની શાળાઓ નામની જે સંસ્થાઓ હતી તે ધાર્મિક કામોની

શિક્ષણશાળાઓ કહી શકાય. એ શાળાઓ ઘણુંકરીને શમૂએલે પહેલ-વહેલી સ્થાપી હતી. રામાહ, નામોથ, બેથેલ, યરેખો અને ગિલ્ગાલ, વગેરે જગ્યાઓમાં એ શાળાઓ હતી. પુનર્નિયમ ૩૪; ૩ એમ સૂચવે છે કે યરેખો એ એક સુંદર સ્થાન હતું. ત્યાં આવેલું ખરાબ પાણી કદાચિત યરદન નદીની એક શાખા, જે તેની પાસે થઇને વહેતી હતી, તેમાં હતું. ૪; ૩૮માં જણાવવામાં આવેલી મોંઘવારી ૮; ૧-૬માં જણાવવામાં આવી છે તે પણ હોય તો હોય. ૪; ૩૯માં વર્ણવેલો જંગલી વેલો ઘણું કરીને કડવી તુંબડીનો હતો.

**વાતનો આશય.**

આપણી રોજની જરૂરિયાત માટે ઇશ્વર કેટલી સંભાળ રાખે છે તે ઉપર છોકરાંનું ધ્યાન ફરીથી ખેંચવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—આજ સવારે તમે શાળામાં આવ્યાં ત્યાર પહેલાં તમે કાંઇ ખાધુંપીધું છે? શું ખાધું હતું? તમને ખાવામાં શું સહુથી વધારે ભાવે છે? તમે કંઇ પીઓ છો? આપણે આજે ફરીથી ખાવાપીવા વિષે એક વાત કરવાના છીએ.

**યરેખોની મુલાકાત.**

પહેલાંના વખતમાં એક ગુરૂ હતો, જેનું નામ એલીશા હતું, અને બધા ગુરૂઓની માફક તે જુદી જુદી જગ્યાએ ફરતો હતો. એક દિવસ તે એક મોટા શહેરમાં આવ્યો, જ્યાં તેના ઘણા ચેલાઓ હતા. યરેખોમાં આવેલા તાડનાં ઝાડો વિષે, તેની પાસે આવેલી જે નાની નદી મોટી નદીમાં મળે છે તે વિષે, અને સુંદર ફળદ્રુપ ખીણ વિષે છોકરાંને કંઇક કહો. એલીશા અને તેના ચેલાઓ ત્યાં ફરતા ફરતા આ બધું જોતા હતા ત્યારે તેઓ તે સુંદર સ્થાન વિષે પરસ્પર વાતો કરતા હતા. તેમની વાતચીત વિષે કંઇક ખ્યાલ કરો.

**પાણી સારૂં કરવું.**

આ લોકો સ્વાભાવિક રીતે ત્યાં રહેલા ખરાબ પાણી વિષે વાત કરતા હોવાજ જોઇએ. એ એવું ખરાબ હતું કે તે પી શકાય તેમ ન

હતું : તે છોડ કે ઝાડને પાવામાં આવતું તો તેથી ફળફૂલનો પાક બગડી જતો. આવા પાણી વિષે છોકરાં કંઇ જાણે છે? આ લોકોને સારા પાણી માટે દૂર જવું પડતું હતું અને ત્યાંથી તેમને તે ઘેર લંઇ આવવાનું હતું. એ કેવું ભારે કામ હતું અને તેમાં કેટલો બધો વખત ગાળવો પડતો હતો તેનો વિચાર કરો. એલીશાએ જ્યારે આ બધું સાંભળ્યું ત્યારે તે બહુ દિલગીર થયો, અને એ લોકોનું દુ:ખ દૂર કરવાની તેને ઇચ્છા થઇ. એમ લાગે છે કે તે ઇશ્વર પાસેજ ગયો અને તેની પ્રાર્થના કરી અને તેણે શું કરવું એ વિષે તેણે ઇશ્વરને પુછયું અને ઇશ્વરે તેને રસ્તો બતાવ્યો પણ ખરો. એલીશા પોતાના ચેલાઓ પાસે પાછો આવ્યો અને શું કરવું એ વિષે તેણે તેમને કહ્યું એ વાતનો ખ્યાલ કરો. "એક કોડીયું લાવો અને તેમાં થોડું મીઠું નાખો." શું થાય છે એ જોવાને લોકો એ વખતે કેવા દોડયા હશે! એલીશાએ મીઠું લઇને શું કર્યું તેનું આબેહૂબ વર્ણન કરો, અને તે વખતે તેણે લોકોને શું કહ્યું તે કહો ( ૨ ; ૨૧ ); અને એ તદન ખરૂં હતું. ઇશ્વરે પાણીને સારૂં કર્યું હતું અને તે દિવસથી તેમને પાણી લેવા માટે બહુ દૂર જવું પડતું ન હતું.

**ગિલ્ગાલની મુલાકાત.**

આ લોકોને કેવી રીતે સહાયતા આપવી એ ઇશ્વરે તેને બતાવ્યું હતું એથી પોતાના મનમાં બહુ આનંદ પામીને એલીશા બીજી જગ્યાઓએ ગયો. આ વખતે તેને બધી જગ્યા કોરી અને સુકી જોઇ દુ:ખ થયું—એ વખતે ચોમાસું નિષ્ફળ ગયું હતું અને ખેતરોમાં પાકનું નામ ન હતું. તેને જતાં જતાં વિચાર આવ્યો કે આ લોકો ખાશે શું ? થોડા વખત પછી તે એક જગ્યાએ આવ્યો, જ્યાં તેના બીજા ચેલાઓ હતા. એ બધા બેઠા બેઠા દુષ્કાળ, મોંઘવારી અને બીજી બધી મુશ્કેલીઓની વાત કરતા હતા તેનો તમે ખ્યાલ કરો.

**વગડાઉ ખોરાક ખાવો.**

થોડી વાર પછી એલીશાએ પોતાનો નોકર, જે તેની સાથે ફરતો હતો, તેને કહ્યું કે, "મારે માટે તેમ આ બધા ચેલાઓ માટે ભોજન તૈયાર કર." નોકર તેની આજ્ઞા એકદમ પાળે છે એ વાતનો ખ્યાલ કરો, પણ તેની પાસે એ બધા માટે જોઇએ તેટલો ખોરાક ન

હતો. એ સ્થિતિમાં તેણે શું કરવું? એ બિચારાએ કોઇને બોલાવ્યો અને કહ્યું કે, "વગડામાં જઇ કંઇક ભાજી આણી આપ કે હું તેનું શાક બનાવું. જમવામાં આટલાં બધાં માણસો છે અને મારી પાસે જોઇએ તેટલો ભાજીપાલો નથી." પેલો માણસ વગડામાં જાય છે, આમતેમ કાંઇ ભાજીપાલાને શોધે છે, આખરે તે એક જાતના સુંદર દેખાતા ફળથી ભરેલા વેલાઓ જુએ છે અને તેમાંથી કેટલાંક ફળ લઇ તે પેલા નોકર પાસે આવે છે એ બધી વાતનો મનમાં બરાબર ખ્યાલ કરો. આ જોઇને એલીશાનો નોકર કેટલો બધો ખુશી થયો હશે અને તેણે ભોજન કેવું જલદી જલદી તૈયાર કરી નાખ્યું હશે! એ સહુને પીરસે છે અને એ ભોજનમાંથી મજાની વાસ આવે છે તેનો કંઇક ખ્યાલ કરો. સહુ ખુશી થઇ ખાવા લાગે છે, પણ એકાએક અટકે છે. શું, થયું શું? એમનાં મ્હોડાં એ વખતે કેવાં થયાં હશે? તેમણે એલીશાને શું કહ્યું તે કહો (૪; ૪૦). તે બિચારા નોકરના મનમાં તે વખતે કેવું થયું હશે? અફસોસ! હવે શું કરવું? એલીશાએ ફરીથી ઇશ્વરને સહાયતા માટે પ્રાર્થના કરી—એ બધા જમનારાઓ માંદા પડે ત્યારે પહેલાં કંઇક કરવું જોઇએ. તેણે શું કર્યું તેનું આબેહૂબ વર્ણન કરો (૪; ૪૧). "હવે ફરીથી પીરસ" એમ તેણે પોતાના નોકરને કહ્યું, અને આ વખતે ભોજન મજાનું હતું. ઇશ્વરે તેને ફરીથી સહાયતા કરી હતી.

**વાત પછીનું થોડુંક.**

આથી આપણે જોઇએ છીએ કે ઇશ્વર આપણા ખાનપાનના સંબંધમાં પણ આપણી કાળજી રાખે છે, તો પછી જે ખાનપાન આપણને તેણે આપ્યાં છે તે માટે શું આપણે તેનો ઉપકાર નહિ માનીએ?

**યાદ રાખવાનું વચન.**

"દેવ આપણો આશ્રય તથા સામર્થ્ય, (અને) સંકટને સમયે હાજરાહજુર મદદગાર છે." ગીત. ૪૬; ૧.

---

# ૨. ઇશ્વર પોતાના લોકનું રક્ષણ કરે છે.

પાઠ ૬.

## તરસ્યા છોકરાને માટે પાણી.

ઉત્પત્તિ ૨૧; ૯-૨૧.

**શિક્ષકનો અભ્યાસ.**

હાગારે જે માર્ગ લીધો હતો તે નકશામાં જુઓ. ઇબ્રાહીમ તે વખતે બેરશેબામાં રહેતો હતો, અને હાગાર બેરશેબાના અરણ્યમાં ભટકતી હતી, અને ઇશ્માએલ મૃતસાગરના નૈરુત્યખૂણા ઉપર પારાનના અરણ્યમાં રહ્યો હતો. ઇશ્માએલના સંબંધમાં ઇબ્રાહીમની જે મુશ્કેલી હતી તેનો વિચાર કરો—વાંચો ૧૨; ૨: ૧૫; ૨, ૧૩, ૧૬: ૧૭; ૧૮-૨૦. તેણે હાગારને પોતાની સ્ત્રી કરી હતી તે તે કાળના રિવાજ મુજબ હતું, પણ તે તેને માટે દેવની ઇચ્છા મુજબ ન હતું, જેથી તેને તેમાં ઘણી મુશ્કેલી નડી હતી. ઇશ્માએલને ઇબ્રાહીમ ચહાતો હતો (૧૭; ૧૮), અને દેવનો આશીર્વાદ તેના ઉપર ઉતર્યો હતો (૧૭; ૨૦: ૨૧; ૧૮). અરબ લોકો તેના વંશજો છે. ઇશ્માએલને પ્રાર્થના કરવાનું ઇબ્રાહીમે શિખવ્યું હતું શું? (૨૧; ૧૭). હાગાર પહેલી વાર નાસી ગઇ ત્યારે ઇશ્વરે તેને ઠપકો આપ્યો હતો (૧૬; ૭-૯), અને હવે તેણે તેણીને દિલાસો આપ્યો (૨૧; ૧૭, ૧૮).

**વાતનો આશય.**

ઇશ્વર એક છોકરાની પણ સંભાળ લે છે એ વાત બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—આપણે ગયે અઠવાડીએ જે પાણીની વાત કરી તેને વિષે શું જાણવા જેવું હતું? એ પાણી સારૂં કેવી રીતે થયું? એથી ઘણા માણસોને સહાયતા મળી હતી. હવે આપણે માત્ર એકજ છોકરાની વાત કહેવાના છીએ.

**મુસાફરી પર નીકળવું.**

આ છોકરાનું નામ ઇસ્માએલ હતું અને તે પોતાની મા સાથે એક લાંબી મુસાફરીએ જતો હતો. તમે એવી મુસાફરી ઉપર ગયા છો? તે વખતે તમે તમારી સાથે શું લીધું હતું? એ છોકરાંને કહેવા દો અને પછી હાગાર અને ઇસ્માએલ સવારમાં કેવી રીતે નીકળ્યાં અને ઇબ્રાહીમે તેમને શું આપ્યું તેનું વર્ણન કરો. પોતાનો દીકરો જતો હતો એ માટે ઇબ્રાહીમને ઘણુંજ દુ:ખ થતું હતું. એ લોકો એકબીજાંથી છૂટાં પડે છે તે વખતની સ્થિતિનો વિચાર કરો.

**અરણ્યમાં ભટકવું.**

ત્યાર પછી તેઓ ચાલી નીકળ્યાં. જ્યારે ઇસ્માએલ તેના બાપથી છૂટો પડયો ત્યારે તે ઘણો દિલગીર થયો હતો, પણ થોડા વખત પછી તે તેની દિલગીરી ભૂલી ગયો, કારણ કે તેની મા તેની સાથે હતી અને વળી ત્યાં ઘણું સારૂં અને નવું જોવા જેવું હતું. તમારા ધારવા પ્રમાણે તેણે શું જોયું હશે? કદાચિત નવી નવી જાતનાં પંખીઓ, પતંગીઆં અને પ્રાણીઓ તેના જોવામાં આવ્યાં હશે. તમને એમ લાગે છે કે તેને તે વખતે રખેને વાઘ મળે એવી બીક લાગી હશે? એ જાતની બીક તમને લાગે ખરી કે? પણ તેમને એવું કંઇ મળ્યું પ્રહિ. કદાચિત્ તેઓ પોતાના જેવાં બીજાં મુસાફરોને મળ્યાં હશે. એ મુસાફરો સાથે બાળકો પણ હશે, પણ તેમાંનું કોઇ તેમને માર્ગે જતું ન હતું તેથી તેમને એકલું જવું પડયું હતું. બપોરનો વખત થતાં તેઓ ગરમીને લીધે કોઇ ઝાડની ઘટાનો આશ્રય લે છે અને એવા કોઇ સ્થાને પાણીનો કુવો પણ હોવો જોઇએ, જેમાંથી તેઓ પાણી પીએ છે અને માર્ગે પીવા માટે ભરી લે છે તે વાતનો ખ્યાલ કરો. આમ આરામ લઇ અંધારૂં થાય ત્યાર પહેલાં તેઓ પાછો અમુક પંથ કાપે છે અને રાત્રે રહેવાને માટે કોઇ સારી જગ્યાનો આશ્રય લે છે. તેમની સાથે નહોતો તંબુ કે નહોતું કાંઇ છાપરારૂપ ઢાંકણુ— તેમને માથે માત્ર તારાઓ હતા. તેઓ વળી બીજા દિવસે પાછાં મુસાફરી ઉપર નીકળે છે અને એ પ્રમાણે રોજ રોજ કરે છે તે બરાબર ખ્યાલમાં લો. આગળ જતાં તેમના માર્ગમાં ઝાડ ઓછાં ઓછાં થતાં ગયાં અને કુવાઓ પણ બહુજ દૂર દૂર જોવામાં આવતા હતા. તેઓએ

આ બધો વખત નદી તો જોઇજ ન હતી. અમુક અંતરે ગયાં ત્યાં સુધી તેમની પાસે ગાગેરમાં થોડું પાણી હતું અને એ પૂરૂં થયા પહેલાં બીજો કુવો આવશે એમ તેમને આશા હતી. તેમણે એ બીજા કુવા આગળ રાતનો વાસો કરવાનો વિચાર કર્યો હતો. પણ તેમની આજુબાજુની ભૂમિ છેક કોરી અને ભૂખરી દેખાતી હતી. તે પ્રદેશમાં પાણી બહુજ થોડું હતું. ચારે બાજુએ સુકુ રેતીનું રણ અને વચ્ચે વચ્ચે ક્યાંકજ ઝાડો તો નહિજ પણ કાંટાળાં ઝાંખરાં જોવામાં આવતાં હતાં. સૂર્યનો તાપ પણ પુષ્કળ હતો અને તેમને તરસ બહુ લાગી હતી. એ વખતે તેમની પાસે પાણી બિલકુલ ન હતું.

**તરસથી મરવા જેવા થવું.**

હવે તેમણે શું કરવું? તેમણે લાંબો પંથ કાપ્યો હતો અને પાણી જોયું ન હતું. તેમને એ વખતે કેવું લાગ્યું હશે અને હાગાર કેવી દિલગીર હશે તેનો વિચાર કરો. આખરે ઇશ્માએલે કહ્યું કે, “મારાથી તો પાણી વગર એક પગલું પણ ચાલી શકાય તેમ નથી.” ત્યારે હાગારે તેને કહ્યું કે “તું આ ઝાંખરાને છાંએ બેસી જરા આશાએશ લે.” તે બિચારી તે વખતે પાણી માટે આમતેમ જુએ છે પણ તે તેને ક્યાંય જોવામાં આવતું નથી અને પોતે પણ તરસથી પીડાય છે એ બધાનો તમે ખ્યાલ કરો. જેમ જેમ સાંજ પડવા આવી તેમ તેમ ઇશ્માએલની સ્થિતિ કેવી ખરાબ થતી ગઇ તેનું વર્ણન કરો. એ બિચારો કેવો રડવા લાગ્યો અને કદાચિત્ પ્રાર્થના પણ કરવા લાગ્યો હતો તે કહો. તમને એમ નથી લાગતું કે તેના બાપે તેને પ્રાર્થના કરતાં શિખવ્યું હતું? આખરે હાગાર દૂર રડતી રડતી કેવી રીતે બેઠી હતી તેનો ખ્યાલ કરો, અને તેણીએ શું કહ્યું તે કહો. એ વખતે બિચારો ઇશ્માએલ તરસ્યો તરસ્યો મરવાની તૈયારીમાં હતો.

**પાણીનું પ્રાપ્ત થવું.**

એકાએક હાગારે કોઇને એવું કહેતો સાંભળ્યો કે “હાગાર, શું છે?” એ કોણ હશે? એટલામાં કોઇ લોકો નહોતા અને તે બેજ જણ હતાં. એ કોણ હતું, તેણે શું કહ્યું, હાગારે કેવી રીતે આજુબાજુ જોયું અને તેણીએ શું જોયું એ બધું કહો. આગળ તેણી એટલી બધી થાકી ગઇ

હતી કે તેણી પાણી જોઇ ન શકી. જ્યારે તેણીએ તે જોયું ત્યારે તમારા ધારવા પ્રમાણે તેણીએ શું કર્યું હશે? તેણી એકદમ કેવી રીતે પાણી લેવા દોડી ગઇ અને ઇશ્માએલ એ પાણી પીતાંજ કેવો શુદ્ધિમાં આવ્યો તેનો ખ્યાલ કરો. ઇશ્વરે એકજ છોકરાને સહાયતા આપવા માટે એક દૂત મોકલવાની તસ્દી લીધી હતી. ઇશ્માએલમાં આ પ્રમાણે પાછી શક્તિ આવી અને પાણી ક્યાં છે એ બતાવવા માટે તેમણે ઇશ્વરનો મોટો પાડ માન્યો હતો એમાં કશો શક નથી.

**વાત પછીનું થોડુંક.**

તમને બીક લાગે છે ત્યારે તમે શું કરો છો? ઇશ્માએલને ભય લાગ્યો ત્યારે તેણે દેવ આગળ કાલાવાલા કીધા અને તેણે તેને સહાયતા આપી. આપણે પણ તેમજ કરવું જોઇએ.

**યાદ રાખવાનું વચન.**

અને દેવે છોકરાનો સાદ સાંભળ્યો. ઉત્પત્તિ ૨૧; ૧૭.

---

પાઠ ૭.

## ઈશ્વરે એક વિધવાને કેવી રીતે સાહ્ય કરી.

૨ રાજા. ૪; ૧-૭.

**શિક્ષકનો અભ્યાસ.**

દેણદારના પોતાના વેચાણના સંબંધમાં જે નિયમ હતો તે માટે જુઓ લેવી. ૨૫; ૩૯ અને નહેમ્યાહ ૫; ૫. હિંદુસ્થાનમાં એવી બીના કોઇ બની હોય તો તેને આ બીના સાથે સરખાવો. આ ધાર્મિક સ્ત્રી જે એક ધાર્મિક પુરૂષની વિધવા હતી તેની સ્થિતિ આટલી બધી નબળી આવી ગઇ હતી એ વાત ધ્યાનમાં લો. તેના પરનું આ દેવું તેના ધણીની બેદરકારીને લીધે હતું કે માત્ર કમનસીબને લીધે હતું એ વિષે આપણને કંઇ કહેવામાં આવ્યું નથી. આને અયૂબ ૧; ૮-૨૨ સાથે સરખાવો.

"આ અધ્યાય અને તેની પછીના અધ્યાયોમાં એલીશાના જે ચમત્કારોનું વર્ણન આપવામાં આવ્યું છે તે એલીયાહના ચમત્કારો જે વિષે આગળ કહેવામાં આવ્યું છે તેના જેવા છે. બન્ને પેગંબરોએ

જરૂર વખતે એક સ્ત્રીની મિલ્કત વધારી હતી ( ૨ રાજા. ૪ ; ૧-૭. ૧ રાજા. ૧૭; ૮-૧૬ ) : બન્નેએ એક મરેલા બાળકને સજીવન કર્યું ( ૨ રાજા. ૪ ; ૮–૨૭. ૧ રાજા. ૧૭ ; ૧૭-૨૪ ) : બન્નેને એક દુષ્કાળ વખતે પોતાના રાજા સાથે વિરોધ કરવો પડયો હતો (૨ રાજા. ૬ ; ૨૪-૩૩. ૧ રાજા. ૧૮ ) : અને બન્નેએ જે વ્યક્તિઓએ તેમને ખોટું લગાડયું હતું તેમનો નાશ કર્યો હતો ( ૨ રાજા. ૨ ; ૨૩, ૨૪ : ૨ રાજા. ૧). પણ એલીશાની રીતભાત દેખીતી રીતે વધારે મળતાવડી હતી, અને તેની પ્રકૃતિ તેના પૂર્વગામી પેગંબરની પ્રકૃતિ કરતાં ઓછી ઉગ્ર હતી. તે શહેરો અને લોકોમાં વસતો, " પેગંબરોના પુત્રો" સાથે ગાઢ પરિચયમાં આવતો અને તેના સંબંધમાં વર્ણવામાં આવેલા કેટલાક ચમત્કારો સાધારણ વ્યક્તિઓ અને સામાન્ય જીવનને લગતા સંજોગોમાં કરવામાં આવ્યા હતા." ( દુમેલો ).

**વાતનો આશય.**

ઇશ્વર ગરીબ અને કંગાલ માણસોની સંભાળ રાખે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમે કોઇ વિધવા સ્ત્રીઓને જાણો છો ? તેમને બાળકો છે ? તેમની સ્થિતિ સારી છે કે માઠી છે ?

**ગરીબાઈમાં રહેવું.**

એક વખત એક ઉપદેશક હતો, જેને બે દીકરા હતા. તેઓ ગરીબ હતા, પણ તેમનો બાપ ગુજરી ગયો ત્યાં સુધી તદન સુખી હતા. તે કુટુંબની દિલગીરી કેવી હતી અને તેમને નડતી મુસ્કેલીઓ કઇ જાતની હતી તે સંબંધમાં છોકરાંને કંઇક સમજણ પાડો. તેમનું મોટામાં મોટું દુ:ખ એ હતું કે તેમના ઉપર દેવું હતું, અને જ્યારે તેમની મા એ દેવું વાળી શકી નહિ ત્યારે તેના લેણદાર આવ્યા, અને તેમણે કહ્યું કે, અમે તારા બન્ને છોકરાને લઈ જઈ વેચીશું અને તેમાંથી પોતાનું લેણું લઇશું. તેમનો આ વિચાર કેવો ત્રાસદાયક હતો અને એ વખતે એ કુટુંબની સ્થિતિ કેવી નિરાધાર અને દયાજનક થઈ હશે તેનો છોકરાંને કંઇક ખ્યાલ આપો.

**એલીશાનું મિલન.**

આ બિચારી સ્ત્રી આ વખતે દુઃખમાં રડતી હતી અને શું કરવું તે વિષે વિચાર કરતી હતી તેવામાંજ તેણીએ અથવા કદાચિત્ તેના એકાદ છોકરાએ એલીશા નામના ગુરૂને તે રસ્તે આવતો જોયો. એ એલીશા વિષે આપણે આગળ વાત કરી ગયા છીએ. તેણે શું કર્યું તે છોકરાંને યાદ છે? આ સ્ત્રી અને તેના છોકરાઓએ તેને વિષે સાંભળ્યું હતું, જેથી તેમણે તેને આવતો જોયો કે તુરતજ તેઓએ તેને પોતાનું દુઃખ જણાવવાનો વિચાર કર્યો. એ બિચારી એલીશાને મળવા જાય છે તેનો ચિતાર આપો, અને તેણીએ તેને શું કહ્યું તે કહો (૪; ૧). એલીશાએ તેને દિલાસો આપવા કેવો પ્રયત્ન કર્યો તેનો ખ્યાલ કરો, અને તેણે શું પુછ્યું અને તેણીએ શો જવાબ આપ્યો તે કહો (૪; ૨). એ બિચારી પાસે તેલની એક નાની તાંબડી સિવાય બીજું કશુંય ન હતું. એ તેની કેવી નિરાધાર અવસ્થા સૂચવે છે? એલીશાએ કહ્યું કે "જાઓ, અને તમને ગમે તેટલાં વાસણો માગી લાવો અને તેમાં આ તેલ ભરો." તમને એમ લાગે છે કે આ સાંભળી પેલા છોકરાઓ હસ્યા હશે? એક નાનકડી તાંબડી-માંથી મોટાં વાસણો કેમ ભરાય?

**વાસણોને એકઠાં કરવાં.**

પણ પેલી સ્ત્રી પોતાના છોકરાને લઇને પોતાના ઘરમાં ગઇ. તેણીએ તેમને શું કરવાનું કહ્યું હશે તે વિષે કંઇક ખ્યાલ કરો, અને એ છોકરાઓ પડોસીઓને ત્યાં વાસણ માગવા જાય છે એ વાતનો ચિતાર આપો. તેમને તેમ કરતાં કેવો આનંદ અથવા કેવી મજા પડી હશે! તેમનાથી ઉપાડાય તેટલાં વાસણ તેમને મળ્યાં કે તુરતજ તેઓ તેમને પોતાની મા પાસે લઇ આવ્યા, અને વળી બીજાં લાવવા માટે પાછા ગયા. તેઓ તે ગામડામાં ઘેરઘેર ગયા અને જેટલાં વાસણ મળ્યાં તેટલાં તેમણે પોતાને ઘેર આણ્યાં. તમને એમ લાગે છે કે લોકોએ તેમની તે વખતે મશ્કરી કરી હશે? તેમને કેટલાં વાસણ મળ્યાં હશે એ એક જાણવા જેવી વાત છે. તમારા ગામડામાં તમને કેટલાં વાસણ મળી શકે? આખરે તેમણે કહ્યું કે "મા, અમે ગામનાં બધાં વાસણ લાવ્યા છીએ: શું આટલાં બસ નથી?"

**તેલ રેડવું.**

ત્યાર પછી એલીશાએ તેમને જે કરવાનું કહ્યું હતું તે તેમણે કર્યું. ત્રણેય ઘરમાં ગયાં અને બ્રર બંધ કર્યું. ત્યાર પછી શું થયું તેનું આબેહૂબ વર્ણન કરો. પેલી નાની તાંબડીમાંથી એક વાસણમાં તેમણે તેલ રેડયું, અને એ ભરાયા પછી બીજા વાસણમાં રેડયું અને એમ તેઓ કરતાંજ ગયાં, તોપણ તેલ ખલાસ થયું નહિ. પાંચ, સાત, દસ, પંદર, વીસ એમ વાસણો ભરાતાંજ ગયાં અને આખરે બધાંય ભરાયાં. એ વખતે પેલા છોકરાઓને કેવું આશ્ચર્ય લાગ્યું હશે તેનો ખ્યાલ કરો. તે સ્ત્રી એલીશા પાસે દોડતી જાય છે અને તેને તે વિષે બધું કહે છે તેનું વર્ણન કરો. તેણે શું કહ્યું તે કહો, અને તેણી તેના કહેવા પ્રમાણે તે તેલ વેચી તેના પૈસા પેદા કરે છે, પોતાનું દેવું વાળે છે અને પોતાને માટે ખોરાક, વગેરે લાવે છે એ બધાનો બરાબર ખ્યાલ કરો. એ વખતે પેલા છોકરાઓને કેવું સુખ થયું હશે તેનો વિચાર કરો.

**વાત પછીનું થોડુંક.**

એલીશા આ બધું કેવી રીતે કરી શકયો હશે તે વિષે પુછો. તેને ઇશ્વરે સહાયતા આપી હતી એ જવાબ છોકરાં પાસે કઢાવો. કદાચિત્ બાળકો જાણતાં હોય એવો કોઇ ગરીબ કે નિરાધાર માણસ કે એવી કોઇ સ્ત્રી હોય તો તેને માટે શિક્ષકે આખરે પ્રાર્થના કરવી.

**યાદ રાખવાનું વચન.**

સંકટને દિવસે મને વિનંતી કર; હું તને છોડાવીશ અને તું મારો મહિમા પ્રગટ કરીશ. ગી. ૫૦; ૧૫.

---

## પાઠ ૮.

## સંતાડેલો બાળરાજા.

૨ રાજા. ૧૧; ૧-૨૧.

**શિક્ષકનો અભ્યાસ.**

જે કાળે આ બનાવ બન્યો હતો તે યહુદાહના ઇતિહાસમાં ખરાબમાં ખરાબ હતો. અથાલ્યાહ એ ઇસ્રાએલનાં રાજારાણી આહાબ અને ઇઝેબેલની દીકરી હતી (૨ કાળવૃત્તાંત ૨૧; ૬). યહોશાફાટના રાજ્યની મોટી

ભૂલ એ હતી કે તેણે પોતાના દીકરાનું લગ્ન તેની સાથે કર્યું હતું, કારણકે તેણી પોતાની સાથે પોતાની માનો ધર્મ જે બઆલના પૂજ્યરૂપ હતો તે લાવી હતી (૨ કાળવૃત્તાંત ૨૨; ૨, ૩). આપણા પાઠમાં જે વખતની વાત કરવામાં આવી છે તે પહેલાં અથાલ્યાહનો ધણી યહોરામ મરણ પામ્યો હતો અને તેનો પુત્ર અહાઝયાહ ગાદીએ આવ્યો હતો. એમ છતાં તેના મૃત્યુ પછી તેની રાજમાતા તરીકેની પોતાની પદવી ખોવાની તૈયારીમાં હતી, કારણકે રાજ્ય તેના પૌત્રના હાથમાં જવાનું હતું. આ કારણથી તેણીએ તેના બધા પૌત્રોનો નાશ કરવાનો હુકમ આપ્યો, જેથી તેણી પોતેજ માત્ર રાજ્યાધિકાર ભોગવે (૧૧; ૧). આમાં તે કેવી રીતે નિષ્ફળ ગઈ એ વાત આજનો પાઠ છે. એ નવાઇની વાત છે કે અથાલ્યાહની પુત્રી યહોશેબા પોતાની માથી જુદીજ પ્રકૃતિની હતી અને યહોયાદા નામના ધાર્મિક યાજકની સ્ત્રી હતી (૧૧; ૨ અને ૨ કાળવૃત્તાંત ૨૨; ૧૧). તેણીએ યોઆશને કેવી રીતે બચાવી લીધો એ સમજવું મુશ્કેલ છે, પણ અથાલ્યાહના કાળમાં મંદિર બંધ કરવામાં આવ્યું હતું એમાં શક નથી (૨ કાળવૃત્તાંત ૨૪; ૭). આ કારણથી યોઆશને મંદિરના પવિત્રસ્થાનમાં, જ્યાં મુખ્ય યાજક રહેતો, ત્યાં તેને સંતાડવાનું કામ કંઇ બહુ મુશ્કેલ ન હતું. યહોયાદાને પોતાનો એક પુત્ર હતો, જેથી એ બન્ને છોકરાઓ ભેગા મોટા થયા હતા (જુઓ ૨ કાળવૃત્તાંત ૨૪; ૨૦-૨૨). યરૂશાલેમ અને મંદિરનો નકશો યોઆશને ગાદીએ બેસાડયા પછી જે જે બનાવો બન્યા તે જાણવા માટે શિક્ષકને બહુ મદદગાર થઈ પડશે. અથાલ્યાહનો મહેલ મંદિરની નજદિક હતો અને સુર નામનો દરવાજો કિદ્રોનની ખીણ ઉપર આવેલો હતો. મહેલની ઘોડાની ભાગોળ પણ તે ઉપર આવી હતી અને એ બે દરવાજા વચ્ચે એક રસ્તો હોવોજ જોઇએ. મંદિરમાં સેવા કરવાનું બંધ કરવામાં આવ્યું હતું તોપણ લેવી લોકો પ્રત્યેક અઠવાડીએ આવી ત્યાં પોતાને કરવાનાં ક્રિયાકર્મ કરતા. આ કારણથીજ યહોયાદાએ ત્યાં એક મજબુત પહેરો રાખ્યો હતો.

**વાતનો આશય.**

ઇશ્વર એક નાના બાળકની પણ સંભાળ રાખે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છોકરાંને તેમનાં દાદાદાદી, કાકાકાકી, મામામામી, વગેરે વિષે બોલવા દો.

**મહેલમાંના અનાથ છોકરા.**

એક વખત એક રાજા હતો, જેને કેટલાક દીકરા હતા. તે બધા હજુ ઉંમરમાં બહુ નાના હતા અને તેમાંનો સહુથી નાનો, જેનું નામ યોઆશ હતું, તે માત્ર એક બચ્ચુંજ હતો. આ બધા એક બહુ સુંદર મહેલમાં રહેતા હતા. તેમની ઘરડી દાદી એટલે તેમના બાપની મા તેમની સાથે રહેતી હતી, પણ એ બધા છોકરાઓ તેને બહુ ચાહતા હોય એવું લાગતું નથી. એ અરસામાં એક બહુ દિલગીરીભરેલો બનાવ બન્યો. રાજા મરી ગયો અને તેના બધા છોકરાઓ તેમની વૃદ્ધ દાદીના હાથમાં સોંપવામાં આવ્યા હતા. સહુથી મોટો છોકરો સ્વાભાવિક રીતે ગાદીએ આવ્યો, પણ તેની દાદીને ને ગમ્યું નહિ, જેથી તેણીએ એ છોકરાને કઇ રીતે દૂર કરી શકાય કે તે પોતેજ રાજ્યનો અધિકાર ભોગવે એ વાતનો વિચાર કરવા લાગી. એ બિચારા છોકરાઓને આવી દાદી સાથે રહેવું એ કેવું દુઃખદાયક લાગ્યું હશે તે વાતનો વિચાર કરો.

**મૃત્યુથી બચવું.**

તુરતજ પેલી દાદીએ એ સ્થિતિમાં શું કરવું એ વાતનો નિશ્ચય કરી લીધો. તેણીએ એ છોકરાને મારી નાખવાનું નક્કી કર્યું અને તેમ કરવા એક નોકરને આજ્ઞા કરી. આ કેવું ભયંકર કૃત્ય હતું તે વિષે વધારે વિગતમાં ઉતર્યાં વગર છોકરાંને સ્હેજ જણાવો. એ નોકર પોતાનુ દુષ્ટ કૃત્ય કરીને પાછો આવે છે અને એ છોકરાઓની દાદીને કહે છે કે તે બધું ખ્યાલમાં લો. તેણી એકલીજ હવે રાણી હતી એ વાતથી તે હવે ખુશી થઇ હતી. પણ એક વાતની તેને ખબર ન હતી. કોઇએ. ઘણું કરીને પેલા સહુથી નાના છોકરાની ધાવમાએ, શું થતું હતું તે જાણ્યું હતું અને તેણીએ એકદમ પોતાના મનમાં કહ્યું કે મારે હવે શું કરવું? હું આ છોકરાઓને બચાવી શકીશ? વધારે નહિ તો આ નાના બાળકને તો મારે બચાવવોજ જોઇએ. તેણીએ ઘણુંકરીને ઇશ્વર પાસેજ સહાયતા માગી હતી અને તેમ કર્યાં પછી તેણી તે બાળકને લઇને ચાલી ગઇ, અને

તેણીએ તેને પાછો આણ્યોજ નહિ. આથી એ બાળકને મારી નાખવામાં આવ્યો ન હતો અને પેલી દુષ્ટ ઘરડી દાદીને એ વાતની કશી ખબર ન હતી.

**મંદિરમાં સંતાડેલો હતો.**

એ બાળકનું શું થયું? પેલી ધાવમાએ એનું શું કરવું એ વાતનો પુષ્કળ વિચાર કર્યો અને પછી તેને એક મોટા ઘરની સ્ત્રી જે પાસેજ રહેતી હતી તે યાદ આવી. આ બાઇ પેલા છોકરાની ફુઇ એટલે તેના બાપની બ્હેન હતી. એ બિચારી ધાવમા તેને કેવી છાની રીતે તેની પાસે લઇ ગઇ હશે અને રડતાં રડતાં એ બાઇને બધું કેવી રીતે કહ્યું હશે તેનો ખ્યાલ કરો. વળી એ બાઇએ જ્યારે આ બધું સાંભળ્યું ત્યારે તે કેવી રડી હશે? તેના ભાઈના આ છોકરા સિવાય બધા છોકરાઓને મારી નાખવામાં આવ્યા હતા. સ્વાભાવિક રીતેજ તેણે કહ્યું કે એ છોકરાને હું રાખીશ અને ઉછેરી મોટો કરીશ. એ છોકરો તેની પાસે સહિસલામત રહે એ માટે ઇશ્વરની પાસે તેણીએ કેવી રીતે સહાયતા માગી હશે તેનો ખ્યાલ કરો. એ છોકરાનું જીવન ત્યાં કેવું હતું તે વિષે પણ કંઇક ખ્યાલ કરો. બંધ કરેલું મંદિર અને તેમાં મોટાં ચોગાન, જેમાં તે બાળક ચાલતાં શીખ્યો હતો, અને જરા મોટો થયો ત્યારે તેની ફુઈના છોકરા સાથે આમતેમ દોડતો હતો એનું વર્ણન આપો. એ બાળકને તેની દુષ્ટ દાદી વિષે કાંઇ પણ કહેવામાં આવ્યું હોય એમ લાગતું નથી. એ છોકરો જ્યારે જરા મોટો થયો ત્યારે તેને બહાર કેમ કદી લઇ જવામાં આવતો ન હતો એ બાબતમાં કદાચિત તેને નવાઇ લાગી હશે. પણ તમને ખબર છે કે તેને ત્યાં કેટલા વખત સુધી રાખવામાં આવ્યો હતો? સાત વર્ષ સુધી તે ત્યાં સહિસલામત છુપાઇ રહ્યો હતો. તમારામાં સાત વર્ષનું કોણ છે?

**રાજા થવું.**

એક દિવસ યોઆશનો ફુવો, જે આ મંદિરનો એક યાજક હતો અને ધાર્મિક માણસ હતો, તેણે યોઆશને તેના ભાઇઓને કેવી રીતે મારી નાખવામાં આવ્યા હતા એ બધી ભયંકર વાત કહી. તેણે કહ્યું કે, "હવે તું એકલોજ છે, માટે તારે રાજા થવું પડશે. અહિં ઘણા યોદ્ધાઓ છે, જે તારૂં રક્ષણ કરવા અને તને ગાદીએ બેસાડવા તૈયાર છે. સહુ એમ ધારે છે કે તું મરી ગયો છે, પણ આવતી કાલે લોકો તને જોશે

અને તું જીવતો છે એમ જાણશે". એ છોકરાને ગાદીએ બેસાડતાં જે બધું કરવામાં આવ્યું હતું તેનો ખ્યાલ કરો—મંદિરના ચોગાનમાં ભેગું થએલું લોકોનું મોટું ટોળું, તેમની સાથે ઉભેલો આ નાનો છોકરો અને તે જીવતો છે એ જાણીને એ બધા લોકોને થએલું આશ્ચર્ય, વગેરે બરાબર વર્ણવો. એ વખતે અથાલ્યાહ રાણી દરવાજે કેવી રીતે એકાએક આવી, પાછી નાઠી અને મારી નાખવામાં આવી એ પણ ટુંકામાં કહો. આમ થયું એટલે ત્યાર પછી તેણી આ નાના બાળરાજાને કંઇ પણ નુકશાન કરી શકે તેમ ન હતું. ઇશ્વરે તેને બધા જોખમમાંથી બચાવ્યો હતો એ વખતે લોકોએ એક સ્વારી કાઢી અને "ઇશ્વર રાજાનું રક્ષણ કરો" એવો અવાજ કરતા કરતા તેઓ તેને મહેલમાં લઇ ગયા અને તેને ત્યાં ગાદીએ બેસાડયો.

**વાત પછીનું થોડુંક.**

તમારા ઉપર આવું જોખમ કદી આવી પડયું છે? તમને એ જોખમમાંથી કોણે દૂર રાખ્યા છે? ઇશ્વરજ દૂર રાખે છે એ છોકરાંને જણાવો અને તે માટે તેનો ઉપકાર માનો.

**યાદ રાખવાનું વચન.**

યહોવાહ તારો રક્ષક છે. ગીત. ૧૨૧ ; ૫.

---

## પાઠ ૯.

## બળતી ભઠ્ઠી.

દાનીયેલ ૩ ; ૧-૩૦.

**શિક્ષકનો અભ્યાસ.**

આ ત્રણ માણસો વિષેની પુરી વાત જાણવા શિક્ષકે દાનીયેલનો ૧લો અધ્યાય વાંચવો જોઇએ. નબૂખાદનેસ્સારે યહોયાકીમની કારકીર્દીમાં અને યરૂશાલેમના નાશ પહેલાં યહુદાહ ઉપર પહેલો હુમલો કર્યો હતો. ત્યારે દાનીએલની સાથે તેઓ કેદ પકડાયા હતા (૧ ; ૧, ૨). નબૂખાદનેસ્સારને કેવો છોકરો જોઇતો હતો તેના સંબંધમાં વિચાર કરો (૧ ; ૩, ૪). એનો હેતુ પોતાની પાસે પોતાના પાટનગરમાં તેણે જીતેલા દરેક દેશના લોકો રાખી પોતાનું સામ્રાજ્ય મજબુત કરવાનો હતો. જે લોકો આ પ્રમાણે તેની પાસે રહેતા હતા તેઓ તેમના પોતાના સ્વાર્થ માટે તેને સહિસલામત

રાખે એ તેની ઇચ્છા હતી. પહેલા અધ્યાયમાંની વાત અને ત્રીજા અધ્યાયમાંની વાત એ બને વચ્ચે કેટલો વખત વહી ગયો હશે તે કહી શકાતું નથી. પહેલામાં દાનીયેલ અને તેના ત્રણ મિત્રો માત્ર છોકરા હતા. ત્રીજામાં તેઓ એ સામ્રાજ્યમાં મોટા હોદ્દાઓ ઉપર જોવામાં આવે છે (૨ ; ૪૮, ૪૯). નબૂખાદનેસ્સારે બનાવેલી મૂર્તિનું પ્રમાણ વગરનું કદ ધ્યાનમાં લો (૩ ; ૧) એ મૂર્તિનું સૂચન તેને તેના સ્વપ્ન ઉપરથી થયું હતું શું? (૨ ; ૩૧) તે વખતના રાજાઓને પોતાનાં પુતળાં બનાવવાનો બહુ મોટો શોખ હતો, અને નબૂખાદનેસ્સારે આ પોતાનુંજ પુતળું તૈયાર કરાવ્યું હતું. યહોવાહની પૂજા માટે તેને એકાએક બહુ ઇચ્છા થઇ આવે છે તે ધ્યાનમાં લો (૩ ; ૨૯ : ૪ ; ૧, ૨, ૩૭). આનો અર્થ એ ન હતો કે તે પોતાના દેવોને છોડી દેવા માગતો હતો. એ વખતમાં દેવના સંબંધમાં લોકોની માન્યતા એવી હતી કે દરેક જાતિ કે પ્રજાને પોતપોતાનો જુદો દેવ છે, પણ કોઇ કોઈ દેવ બીજા કરતાં વધારે સબળ છે, જેથી તેમનું પૂજન કરવું એ વધારે ડહાપણભરેલું છે (સરખાવો યશાયાહ ૩૭; ૧૨).

**વાતનો આશય.**

દેવ પોતાના સેવકો માટે સંભાળ રાખે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છોકરાંએ જે કોઇ મોટો મેળો જોયો હોય અથવા ભક્તિ માટે કે આનંદ માટે મળેલી લોકોની કોઇ પણ મોટી મેદની જોઇ હોય તે વિષે તેમને કહેવા દો.

**મૂર્તિનું તૈયાર કરાવાવું.**

આગળના વખતમાં એક બહુ મોટો રાજા હતો, જેણે એક ઘણો મોટો મેળો ભરવાનો વિચાર કર્યો. આ મેળાના સંબંધમાં તેની એક ખાસ ઇચ્છા હતી અને તે એ કે તેની પોતાની એક મોટી મૂર્તિ તૈયાર કરાવી ત્યાં રાખવી. લોકો એ મૂર્તિ કેવી રીતે ઘડતા હશે તેનો ખ્યાલ કરો. એ કેટલી ઉંચી હતી તેનો છોકરાને કંઇક ખ્યાલ આપો, તેનું રૂપ વર્ણવો. (વાતનો બાકીનો ભાગ બાઇબલના શબ્દોમાંજ મોટે ભાગે કહો અને છોકરાંને ગમે છે તે પ્રમાણે કેટલુંક ફરી ફરી સાદા શબ્દોમાં તેમાં જેમ કહેવામાં આવ્યું છે તેમજ કહો. દાખલા તરીકે

બીજું અને ત્રીજું પદ છે તેમજ કહો, અને પાંચમું, સાતમું, દસમું અને પંદરમું પણ. વળી ત્રણ માણસોનાં નામ તેમાં આપવામાં આવ્યાં છે તેટલી વાર કહો. આમ કરવા માટે શિક્ષકે આગળથી એ પદો મોઢે કરવાં જોઇએ.)

**મૂર્તિનું પૂજન.**

બીજું અને ત્રીજું પદ બોલ્યા પછી તે મૂર્તિ આગળ આવેલા મોટા મેદાન ઉપર લોકોની મોટી મેદની ભરાઇ હતી તેનો કંઇક ચિતાર આપો. ચોબદારનું વર્ણન આપો અને તેણે શું કહ્યું તે કહો (૩ ; ૪–૬). ત્યાર પછી જે થયું તેનું આબેહૂબ વર્ણન આપો (૩ ; ૭).

**રાજાને કહેવું.**

આ મેદનીમાંથી એક નાનું ટોળું બહાર નીકળી રાજા બેઠો હતો ત્યાં જાય છે અને તેને પ્રણામ કરે છે તેનો ચિતાર આપો. તેમણે શું કહ્યું તે બરાબર કહો (૩ ; ૯–૧૨), અને જેમના ઉપર તેમણે તોહોમત મુકયું હતું તે પેલા ત્રણ માણસો, જેમણે કદી મૂર્તિપૂજા કરી ન હતી અને માત્ર ઇશ્વરનેજ ભજતા હતા, તે હતા. હવે આ લોકો આ મૂર્તિને પૂજવા તૈયાર ન હતા તેથી તેમને બળતી ભઠ્ઠીમાં નાખી બાળી નાખવાના હતા. તેમને રાજા પાસે કેવી રીતે લાવવામાં આવ્યા તેનું વર્ણન આપો (૩ ; ૧૩), અને તેણે તેમને શું કહ્યું તે શબ્દેશબ્દ કહો (૩ ; ૧૪, ૧૫). શાદ્રાખ, મેશાખ તથા અબેદનગો તેનો હુકમ માને એ માટે તેમને એક વાર ફરીથી તક આપવા સારૂ પેલો રાજા બધું સંગીત તેમને સંભળાવવા માટે તૈયાર હતો. તેમણે શું જવાબ વાળ્યો તે અસરકારક રીતે કહો (૩ ; ૧૬–૧૮).

**ગુન્હેગારને સજા.**

રાજાના કોપનું આબેહૂબ વર્ણન આપો—તેણે શું ફરમાવ્યું અને તેની આજ્ઞાનો શો અમલ થયો હતો? (૩ ; ૧૯–૨૩) એ રાજાને ખાત્રી હતી કે પેલા માણસોને બાળી નાખવામાં આવશે અને તેઓ ફરીથી તેના હુકમનો અનાદર કરી શકશે નહિ. પણ તે ભઠ્ઠી તરફ જેતો હતો ત્યારે એકાએક ઉભો થયો અને પોતાની પાસે ઉભેલા માણસોને તેણે તે જેવાનું કહ્યું. તેણે શું કહ્યું અને શું જેયું તે કહો (૩ ;

૨૪, ૨૫), અને તેણે ભઠ્ઠીમાં નાખેલા માણસોને બૂમ પાડી શું કહ્યું તે પણ જણાવો (૩ : ૨૬, ૨૭). નબૂખાદનેસ્સારે શું કહ્યું અને શાદ્રાખ, મેશાખ અને અબેદનેગોને શું થયું તે બધું કહો (૩ ; ૨૮-૩૦).

**વાત પછીનું થોડુંક.**

છોકરાં જે કંઇ વસ્તુથી બીતાં હોય તે તેમને જણાવો. પછી ભઠ્ઠીમાં પડવું એ વધારે ખરાબ છે એ તેમને પુછો. ઇશ્વરે આ માણસોની સંભાળ લીધી હતી અને તે પ્રમાણે તે છોકરાંની સંભાળ પણ લઇ શકે છે.

**યાદ રાખવાનું વચન.**

અમારો દેવ જેની અમે સેવા કરીએ છીએ તે અમને છોડાવવાને શક્તિમાન છે. દાનીયેલ ૩ ; ૧૭.

---

## પાઠ ૧૦.

## સિંહાવલોકન.

**શિક્ષકનો અભ્યાસ.**

આગલા નવ પાઠનું સિંહાવલોકન કરવા માટે શિક્ષકે એ બધા પાઠમાં જે કહેવામાં આવ્યું છે તેનો ભાવાર્થ શો છે તે ધ્યાનમાં લેવાનું છે. પ્રત્યેક વાતનો આશય ફરીથી વાંચી જુઓ અને બધી વાતોનો આશય જે હોય તે તમારા પોતાના મનમાં નક્કી કરો. છોકરાંને જે સિંહાવલોકન કરવાનું છે તે એ બધી વાતોનો આશય જે તમે તમારા મનમાં ધારી રાખ્યો છે તે તેઓ કેટલે અંશે સમજ્યાં છે તે જોવાનું છે. આ બધી વાતોમાંની કઇ કઇ વાત (૧) ઇશ્વરનો પ્રેમ, (૨) ઇશ્વરની શક્તિ, (૩) ઇશ્વરનું પિતૃત્વ, (૪) ઇશ્વરની રક્ષણ કરનારી સંભાળ, ભાર દઇને શિખવે છે એનો વિચાર કરો.

**છોકરાંને માટે.**

જે વસ્તુઓ આપણે જોઇએ છીએ તેના સંબંધમાં વાતો.

(પાઠ ૧, ૨). કયા ક્રમ પ્રમાણે બધી વસ્તુઓ બનાવવામાં આવી હતી તે આપણને યાદ છે? એ બધી શા માટે બનાવવામાં આવી

છે? તેમને કોણે ને શા માટે બનાવી છે? જ્યારે આપણે મેઘધનુષ્ય જોઇએ છીએ ત્યારે આપણને કઇ વાત યાદ આવે છે? એના સંબંધમાં ઇશ્વરે શું વચન આપ્યું હતું?

**ખાનપાનના સંબંધમાં વાતો.**

(પાઠ ૪, ૫, ૬). આમાંથી એકાદ વાત કોણ કહી શકે છે? ઇસ્માએલને એટલી બધી તરસ કેમ લાગી હતી? મુસાની સાથેના લોકો ખોરાક વેચાતો કેમ લઇ શકતા ન હતા? તેમને શો ખોરાક મળ્યો હતો?

**મુશ્કેલીમાં પડેલા લોકોની વાત.**

એક વિધવા અને તેના છોકરાઓને શી મુશ્કેલી આવી હતી? બાળરાજા અને તેની દાદીની વાત કોણ કહી શકે છે? અમુક માણસોને અગ્નિની ભઠ્ઠીમાં શા માટે નાખવામાં આવ્યા હતા? આ બધી વાતમાં ઇશ્વરે શું કર્યું હતું? તમારા ધારવા પ્રમાણે ઇશ્વર કેવો હોવો જોઇએ?

---

# ૩. ઇસુ સંબંધી વાર્તાઓ.

## પાઠ ૧૧.

## ઈસુનો જન્મ.

લુક ૨; ૧–૨૦.

**શિક્ષકનો અભ્યાસ.**

નકશામાં બેથલેહેમ જુઓ અને તે કેવા પ્રદેશમાં આવેલું છે તે ધ્યાનમાં લો. પાલેસ્ટાઇનમાંથી કેટલીક સારામાં સારી ચરાઉ જમીન બેથલેહેમની આજુબાજુની ટેકરીઓ પર છે. બેથલેહેમના બોઆઝ ને યશાઇ નામના બે પૈસાદાર માણસ આ વાતનું દૃષ્ટાંત પુરૂં પાડે છે. વળી નાઝારેથ જુઓ, અને મરિયમ અને યુસફને કેટલું ચાલવું પડયું હતું તે તપાસો. તેઓ સમરૂનમાં થઇને જાય તેમ ન હતું, પણ યરદન નદી ઓળંગી પૂર્વ દિશામાં તેઓ આવ્યાં હતાં અને યરેખો આગળ ફરીને નદી ઓળંગી હતી. આ બધું અંતર લગભગ સોએક માઇલનું હતું. તે વખતે કરવામાં આવેલી વસ્તીની ગણત્રી અને કર લેવાનું એ રૂમી સરકારના હુકમથી કરવામાં આવ્યાં હતાં, પણ યહુદી લોકોની માન્યતા પ્રમાણે તેમને તે વખતે પોતપોતાને ઘેર અથવા મૂળ રહેઠાણમાં જવાનો હુકમ થયો હતો. બેથલેહેમ એ એક ગામડું હતું કે જેમાંથી દાઉદનું કુટુંબ આવ્યું હતું (૧ શમૂએલ ૧૬ ; ૧ ), અને યુસફ અને મરિયમ એ બન્ને તેના વંશજો હતાં. આ બિનાના સંબંધમાં જે કાંઈ ભવિષ્યવાદ છે તે બધો શિક્ષકે વાંચવો (યશાયાહ ૧ ; ૧૪ : ૧૧ ; ૧. મીખાહ ૫ ; ૨ ). મરિયમ પોતે આ છેલ્લો ભવિષ્યવાદ જાણતી હતી એમાં કંઇ શક નથી, અને પોતાને ગર્ભ રહ્યાની ખબર મળ્યા પછી તેને એ ભવિષ્યવાદ પુરો થવા માટે બેથલેહેમ કેવી રીતે જવાનું થશે તેના સંબંધમાં નવાઇ થતીજ હશે (૧; ૩૧–૩૩).

**વાતનો આશય.**

ઇશ્વરે સહુ માણસને આનંદ મળે એ માટે ઇસુને આપ્યો છે એ વાત છોકરાં બરાબર સમજે એમ કરવાનો છે.

**છોકરાંને માટે.**

પ્રસ્તાવના.—છોકરાંમાં જેમને નાનાં ભાઇબ્હેન હોય તેમને તે વિષે પુછો અને એ નાનાં બચ્ચાંનો જન્મ થયો ત્યારે તેમને આનંદ થયો હતો કે નહિ એ પણ પુછો. જ્યારે જ્યારે બચ્ચું જન્મે છે, ત્યારે ત્યારે ઘરમાં આનંદ થાય છે, પણ આપણે આજે એવા એક બાળકની વાત કરવાના છીએ કે જેનો જન્મ પ્રત્યેક મનુષ્યને આનંદ આપવા માટે થયો હતો.

**લાંબી મુસાફરી.**

બેથલેહેમમાં જતા રસ્તાનો ચિતાર આપો—ટેકરીઓ ઉપર થઇને જતો એક સાંકડો માર્ગ, આજુબાજુનું મેદાન અને તેમાંના ભરવાડો અને ઘેટાંના ઝોક, પગે ચાલીને કે સ્વારી કરીને આવતા થાકેલા મુસાફરો, વગેરે બધું વર્ણવો. કેટલાક બેથલેહેમમાં પોતાનાં સગાં-સંબંધીઓને ત્યાં જતા હતા અને બીજાઓ ધર્મશાળા ભરાઇ જાય ત્યાર પહેલાં ત્યાં જગ્યા લેવા માટે વહેલા વહેલા જતા હતા. મોડું થવા આવ્યું હતું—લગભગ અંધારૂં થયું હતું—ત્યારે બે માણસ ત્યાં આવ્યાં. એ લોકો બહુ દૂરથી આવ્યાં હતાં અને ઘણાં થાકેલાં હતાં. આ બે સહુથી મોડાં આવનાર યુસફ અને મરિયમનો ચિતાર આપો.

**ધર્મશાળામાં જગ્યા ન હતી.**

જ્યારે તેઓ ધર્મશાળામાં આવ્યાં ત્યારે દિલગીરીની વાત કે એ ભરાઇ ગઇ હતી. એ વખતે કદાચિત્ યુસફ બીજે ઠેકાણે જગ્યા માટે તપાસ કરવા ગયો હશે અને મરિયમ તે દરમ્યાન બહાર બેઠી હશે, પણ બીજે જગ્યા મળી શકે એમ નહોતું. આખરે તેમને જ્યાં ઢોર બંધાતાં હતાં ત્યાં જગ્યા મળી. કદાચિત્ એ વખતે યુસફને થોડી ગાયોને સ્હેજ આઘે બાંધવી પડી હશે અને થોડું ચોખ્ખું ઘાસ નાખી મરિયમને જેમ બને તેમ વધારે આરામ મળે તેમ કરવું પડયું હશે. થોડી વાર પછી આખું ગામ શાંત થયું હતું અને અને લોકો ઉંઘતા હતા.

**દેવના દૂતો.**

તોપણ કેટલાક લોકો તો જાગતાજ હતા. બેથલેહેમની બહારના મેદાનમાં જે ભરવાડ હતા તેમનો કંઇક ચિતાર આપો. ઘેટાંને સહિસલામત રીતે રાત્રે પુરવામાં આવ્યાં હતાં અને માણસો તેમની આગળ જંગલી જનાવર ન આવે તે માટે તાપતા બેઠેલા હતા, અને એ બધાંને માથે આકાશમાં તારાઓ ઝગઝગી રહ્યા હતા. એકાએક તેમની આસપાસ એક મોટો પ્રકાશ થયો અને એક દૂત દેખાયો એથી તેમને બહુ બીક લાગી. તેમને દૂતે શું કહ્યું તે કહો, અને દૂતના સૈન્યનું અને તેમના ગીતનું વર્ણન કરો.

**બચ્ચું.**

એ ભરવાડોએ પોતાનાં ઘેટાંને સહિસલામત રાખવાનો બંદોબસ્ત કેવી રીતે કર્યો અને તેઓ આ અદ્‌ભુત છોકરાને જોવા કેવી રીતે ગામમાં એકદમ ગયા તે બધું કહો. છોકરાંને એમ લાગે છે કે એ વખતે તેમાંથી એકાદ ભરવાડ એ બધાં ઘેટાંની પાસે રહ્યો હશે કે એ બધા સાથે ગયા હશે? તેમને ધર્મશાળા કેવી રીતે જડી તે કહો અને તેમણે ત્યાં શું જોયું તે વર્ણવો. મરિયમે કહ્યું, " તેનું નામ ઇસુ છે. એક દૂતે મને કહ્યું હતું કે તેનું નામ ઇસુ પાડજે, કારણ કે તે પોતાના લોકોને તેમનાં પાપથી તારશે." આનો અર્થ કરવાની જરૂર નથી, માત્ર એ શબ્દોજ કહેવા. આ વખતે સવાર થઇ હતી, એટલે જ્યારે તેમણે તે છોકરાનું પૂજન કર્યું હતું ત્યારે તેઓ બહાર ગયા અને તે દૂતો તેમ તે છોકરા વિષે અને એ દૂતોએ એ છોકરાના સંબંધમાં શું કહ્યું હતું તે બધું તેઓએ સહુને જણાવ્યું.

**વાત પછીનું થોડુંક.**

આપણે સહુ જઇને આ ભરવાડોની માફક કરીશું અને આ વાત બીજાઓને એટલે માબાપ અને જે બધાં છોકરાં સાબ્બાથશાળામાં આવ્યાં ન હોય તેમને કરીશું? જુઓ, આ છોકરા વિષે સહુ કોઇ જાણે એમ ઇશ્વર ઇચ્છે છે, કારણ કે એ છોકરો આનંદ આપવા આવેલો છે.

**યાદ રાખવાનું વચન.**

પરમ ઉંચામાં દેવને મહિમા, તથા પૃથ્વીમાં જે માણસો વિષે તે પ્રસન્ન છે તેઓ મધ્યે શાંતિ. લુક ૨ ; ૧૪.

## પાઠ ૧૨.
## માગી લોકની મુલાકાત.
માત્થી ૨; ૧-૧૨.

**શિક્ષકનો અભ્યાસ.**

આજની વાત જે પહેલા વિધર્મી લોકો ખ્રીસ્તનું પૂજન કરવા આવ્યા તેના સંબંધમાં છે. તેઓએ તેને વિષે કેમ જાણ્યું તે બરાબર જુઓ. જે યહુદીઓ તેમની બંદીવાનની સ્થિતિમાંથી છૂટીને પાછા યરૂશાલેમ આવ્યા ન હતા તેઓ પૂર્વના દેશોમાં વેરાયા હતા, જેથી તેમનો ધર્મ અને મસીહ માટેની તેમની આશા લોકોમાં સારી રીતે જાણીતાં હતાં. અહિં જે બીનાઓ બની તેના ક્રમના સંબંધમાં ઘણો ઘોંટાળો છે, અને એનું કારણ એ છે કે છૂટાંછવાયાં ચિત્રો કે વર્ણનો ઉપરથી ક્રમવાર ઈતિહાસ જાણી શકાતો નથી. મંદિરમાં બાળકને પહેલી વાર તેના જન્મ પછી ચાળીસ દિવસે લઇ જવામાં આવતું હતું (લેવી. ૧૨; ૧-૮), જેથી તે કાર્ય માગીઓના આવ્યા પહેલાં અને મિસરમાં નાસી જવા પહેલાં કરવામાં આવ્યું હતું. એ લોકો જ્યારે આવ્યા ત્યારે આ કુટુંબ તબેલામાં ન હતુ (૨; ૧૧). હેરોદે બે વર્ષની મુદત બાંધી હતી (૨; ૧૬). આ બધા લોકો તારાથી કેવી રીતે દોરાયા હતા તે બરાબર વિચારો. એ તારો બીજા તારાઓથી ઘણુંકરીને કંઇ બહુ જુદો ન હતો પણ જે લોકો આકાશમાં રહેલા તારાઓ બરાબર જાણતા હતા તેજ એ તારો નવો છો કે નહિ એ કહી શકે તેમ હતું. સૂર્યાસ્ત પછી પશ્ચિમ દિશામાં એ તારો રોજ દેખાય તોજ એમ સૂચવાય કે તેમણે એ દિશામાં જઇ તપાસ કરવી. જે ભેટ તેઓ પોતાની સાથે લાવ્યા હતા તે સાધારણ રીતે રાજાઓને આપવામાં આવતી હતી અને તેમના દેશમાં થતી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ હતી.

**વાતનો આશય.**

એ બાળઇસુ સહુને માટે અપાએલા દેવના દાનરૂપ હતો એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તારાઓ વિષે કહો. તારાઓ વિષે છોકરાં શું જાણે છે અને ધારે છે તે તેમની પાસેથી સાંભળો. બધા મોટા તારા-

ઓનાં જુદાં જુદાં નામ છે. તેમનાં નામ જાણતું હોય એવું કોઈ તમારી જાણમાં છે?

**તારાઓને જોયા.**

ઘણા લાંબા કાળ પહેલાં કેટલાક વિદ્વાન લોકો હતા, જે તારાઓ વિષે ઘણું જાણતા હતા. તેઓ તેમનાં નામ જાણતા હતા, અને ઘણી વાર તો તેઓ આખી રાત જાગી તેમને તપાસતા રહેતા હતા. આ લોકો વિષે છોકરાંને કંઇક કહો; તેઓ ધનવાન હતા અને મોટી અગાસીવાળાં ઘરોમાં રહી ત્યાંથી તારાઓ જોતા હતા; તેમાંનો એકાદ હિન્દુસ્થાનનો પણ હશે. એ લોકોનાં છોકરાંને તેમની પાસેથી તારાઓ વગેરે વિષે સાંભળીને એ બાબતમાં વધારે જાણવાની કેટલી બધી ઉત્કંઠા હશે! એ અરસામાં એક રાત્રે એક નવો તારો દેખાયો. એ નવો હતો એ વાતની તેમને કેમ ખબર પડી? તેઓ તારાઓને એટલા બધા લાંબા વખત થયાં જોતા હતા કે તેઓ બધા તારાઓને જાણતા હતા, જેથી તેમને આ તારો નવો છે એ જાણવામાં સ્હેજ પણ મુસ્કેલી પડી નહિ તેઓ વળી એમ પણ માનતા હતા કે જ્યારે કોઇ નવો તારો ઉગે છે ત્યારે પૃથ્વી ઉપર કંઇક મહાન બનાવ બનેલો હોવો જોઇએ. આ તારો શું સૂચવતો હશે એ વાતની તેમને ઘણી જીજ્ઞાસા થઇજ હશે. તેમણે તે વિષે પરસ્પર પુષ્કળ વાતચીત કરી હશે અને તેમણે એમ નક્કી માન્યું હશે કે એ એક બાળરાજાનો જન્મ સૂચવે છે. આવું એક અદ્ભુત બાળક જનમવાનું છે એ તેમણે કોઇ પુસ્તકમાં વાંચ્યું હતું. એ બાળક કોણ હતું તે વિષે છોકરાં કાંઇ અટકળ કરી શકે છે? હા, એ તો તેજ બાળક હોવું જોઇએ કે જેને વિષે આપણે ગયે અઠવાડીએ વાત કરી હતી, પણ આ માણસો તે જાણતા ન હતા અને એ બાળકને ક્યાં શોધવું તે વિષે તેમને વિચાર થતો હતો. પણ પેલો તારો પશ્ચિમમાં જતો જોઇને તેમને એમ લાગ્યું હતું કે અમારે પણ એજ દિશામાં જવું અને એમ કરતાં એ બાળક અમને જડી આવશે.

**રાજાને જોયો.**

એ લોકો આ નવા રાજાને જોવા માટે નીકળે છે તેનો ચિતાર આપો. દરેકની પાસે તેને આપવા માટે કંઇક ભેટ હતી. આ બધી

ભેટ શી હતી તે કહો, અને બાળકોને એવી મુસાફરી પર જવું હોય તો તેઓ બીજું શું શું લે એ તેમને પુછો. તેમને ઉંટ ઉપર સ્વારી કરવાની હતી અને ઘણે દૂર પર્વત ઉપર થઇને અને રણ અને નદીઓ ઓળંગીને જવાનું હતું. રોજ રાત્રે તેઓ પેલો તારો કયાં છે તે જોતા હતા. તેઓ કેવી રીતે યરૂશાલેમ આવ્યા અને હેરોદના મહેલમાં ગયા તે વર્ણવો. તેઓ તો એમજ ધારતા હતા કે નવો બાળરાજા ત્યાં હશે. પણ ત્યાં તો કોઇ પણ તેને વિષે કશું પણ જાણતું ન હતું. હેરોદે એ વખતે શાસ્ત્રીઓને કેવી રીતે બોલાવ્ય. અને તેમણે શાસ્ત્ર કેવી રીતે તપાસ્યાં અને તેમણે આખરે પેલા માગી લોકોને બેથલેહેમમાં જવાનું કહ્યું તે બધું કહો. હેરોદે શું કહ્યું તે પણ કહો.

**છોકરાનું પૂજન.**

આ ઉપરથી તેઓ ત્યાંથી પાછા નીકળ્યા. જ્યારે સાંજ પડી ત્યારે તેમણે ફરીને પેલો તારો કયાં છે તે જોયું, અને તે તેમને દોરવાને હાજર હતો. તેઓ તુરતજ બેથલેહેમ આવ્યા અને ત્યાં તો સહુ કોઇ આ અદ્‌ભુત છોકરા વિષે જાણતું હતું. એમને કોણે કહ્યું હતું? તે હવે પેલા તબેલામાં ન હતું, પણ એક નાના, ઘણાજ નાના ઘરમાં હતું. તમને એમ નથી લાગતું કે આ બાળરાજાને આવી જગ્યામાં જોઇને તેમને બહુ નવાઈ લાગી હશે? તેઓ તે ઘરમાં આવે છે, છોકરાને જુએ છે, તેનુ પૂજન કરે છે અને તેની આગળ પોતે આણેલી ભેટ મૂકે છે એ બધાનો ચિતાર આપો. ત્યારે મરિયમે ફરી કહ્યું કે "તેનું નામ ઇસુ છે: એક દૂતે મને કહ્યું હતું કે તેનું નામ ઇસુ પાડજે, કારણકે તે પોતાના લોકોને તેમનાં પાપમાંથી તારશે."

**બીજે રસ્તે થઇને ઘેર જવું.**

એ લોકોને રાત્રે જે સ્વપ્ન આવ્યું અને એમાં તેમને ઇશ્વરની જે આજ્ઞા થઇ તે તેમણે કેવી રીતે પાળી અને હેરોદની પાસે ન જતાં તેઓ બીજી દિશામાં થઈને કેવી રીતે ઘેર ગયા એ બધું કહો.

**વાત પછીનું થોડુંક.**

આપણને પણ શું એ છોકરા પાસે જઇ તેને જોવાનું અને કંઇ પણ ભેટ આપવાનું મન એ વખતે થયું ન હોત? અત્યારે આપણે કંઇ પણ ભેટ તેને આપી ન શકીએ? હા, કેમ નહિ. આપણે જે કાંઇ સાબ્બાથશાળામાં

કરવામાં આવતાં ઉઘરાણામાં નાખીએ છીએ તે તેનેજ આપવામાં આવતી ભેટ છે. આપણે આજે એમાં કેટલું નાખ્યું છે?

**યાદ રાખવાનું વચન.**

તેઓએ પોતાની જોણ્ણી છોડીને......તેને નજરાણું કીધું. માત્થી ૨; ૧૧.

---

## પાઠ ૧૩.

## ઇસુના પહેલા શિષ્યો.

યોહાન ૧; ૨૯-૪૨.

**શિક્ષકનો અભ્યાસ.**

"ઇસુને લગતી વાતો" રૂપી આ ભાગ તયાર કરવામાં શિક્ષકે પોતે એ બધા વખતમાં બનેલી સર્વે વાતો જાણવી જોઇએ. ગયા અઠવાડીઆના પાઠ અને આજના પાઠ વચ્ચે બનેલી બધી બીનાઓ વિચારી જુઓ: (૧) મિસરમાં નાસી જવું, (૨) નાઝારેથમાં પાછા આવવું, (૩) યરૂશાલેમની મુલાકાત; (૪) નાઝરેથમાંનું અપ્રસિદ્ધ જીવન; (૫) બાપ્તિસ્મા; (૬) પરીક્ષણ. બાપ્તિસ્મા આપનાર યોહાનના કાર્યને પણ વિચાર કરો. ઇસુએ એ વિષે નાઝારેથમાં કેટલું સાંભળ્યું હતું? તેનું પોતાનું કાર્ય શરૂ કરવા માટે તેને એથી કેટલું ઉત્તેજન મળ્યું હતું? યોહાને ઇસુ વિષે (૧) તેના બાપ્તિસ્મા લેવાને વખતે જે બન્યું હતું (૧; ૩૦-૩૪) તેના સંબંધમાં અને (૨) જ્યારે ઇસુ પોતાના પરીક્ષણમાંથી પાછો ફર્યો ત્યારે (૧; ૨૯, ૩૫-૪૧), જે શાહેદી આપ્યું હતું તે બરાબર વિચારો. જે માણસો ઇસુની પાછળ ચાલ્યા તેમનો વિચાર કરો. એ માણસોનાં જે ચિત્રો મોજુદ છે તે ઉપરથી તેમને અને ખાસ કરીને પીતરને વૃદ્ધ સમજશો નહિ, કારણકે તેઓ સહુ ઘણુંકરીને યુવાન હતા. ચાર મછીમાર પોતાનો ધંધો ભેગા મળી કરતા હતા અને તેમનો ધંધો સારો ચાલતો હતો (લુક ૫; ૭ અને માર્ક ૧; ૨૦). માત્થી એ એક દાણી એટલે કર ઉઘરાવનાર હતો અને યહુદી લોકોમાં એ ધંધો કરનારા માણસોને સહુથી હલકા ગણવામાં આવતા હતા એમ છતાં તે શીખેલો હતો. યહુદા ઇસકારીઓત એ એકજ એમનામાં યહુદાહનો રહેવાસી હતો.

સીમોન ઝલોતસ એ એક રાજકીય પક્ષ, જે રૂમી સરકારની બહુ વિરૂદ્ધ હતો, તેમાંનો હતો. આ લોકો અતિશય દેશદાઝવાળા કહેવાતા હતા. છોકરાં માટેની આ વાતમાં આમાંના માત્ર પાંચજ માણસો આવે છે.

**વાતનો આશય.**

આ માણસો ઈસુ પ્રત્યે ખેંચાયા એ તેની આકર્ષકશકિત સૂચવે છે એમ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

પ્રસ્તાવના.—ઇસુના જન્મ વખતે જે અસાધારણ વાતો બની હતી, જેવી કે દૂતો, દરશન, તારા વગેરેનું દેખાવું–તે છોકરાંને કહેવા દો. એ કેવું અદ્‌ભુત બાળક હતુ! હવે ઇસુ જ્યારે મોટો થયો ત્યારે તેના સંબંધમાં જે કંઇ થયું હતું તેમાંથી એક વાત આપણે અત્યારે કરવાના છીએ.

**ઘર છોડવું.**

તેણે લાંબો વખત સુધી રહી પોતાની માતાને જુદી જુદી રીતે સહાયતા આપી હતી. છોકરાંને તેનું નામ યાદ છે? ઈસુ સુતાર હતો. તેના ઘરના આવેલા કારખાનામાં તે શું શું બનાવતો હશે તે વિષે છોકરાંને કંઇ કહેવા દો. આવો સારો દીકરો પોતાને હતો એ વાતથી તેની માતાને કેટલો બધો સંતોષ થતો હશે! લાંબા વખત પછી તેમણે તેના માસીના દીકરા યોહાન વિષે કાંઇક વિશેષ હકીકત સાંભળી. યોહાન ઉપદેશ કરતો હતો અને લોકોનાં ટોળેટોળાં તેનું સાંભળવા જતાં હતાં એ બધું કહો. ઇસુના ગામડામાંથી પણ કેટલાક લોકો ગયા હતા. ત્યારે ઇસુએ કહ્યું કે મારે પણ જવુંજ જોઇએ અને મારા મસીઆઇ ભાઇનો બોધ સાંભળવો જોઇએ. આથી મરિયમને કેવું લાગ્યું હશે? તે ઘેરથી નીકળે છે અને તેની સાથે તેનો એકાદ ભાઇ અથવા તેન ગામડામાં બીજું કોઇ તેની સાથે જાય છે તેનો ચિતાર આપો. તેમને રસ્તે બીજા લોકો મળ્યા અને તેઓ પણ એ અદ્‌ભુત ઉપદેશ વિષે વાતો કરતા હતા. આ લોકો બે, ત્રણ કે ચાર દિવસ સુધી આવી વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા.

**નદી પાસે.**

આખરે તેઓ એક નદી પાસે આવ્યા. એ નદીમાં પાણી પુષ્કળ હતું, અને આજુબાજુ જંગલ હતું. તેમણે કહ્યું કે, "આપણે હવે એ ઉપદેશકને જોઇ શકીશું, કારણ કે આપણા સાંભળવા પ્રમાણે તે આ નદી પાસે છે." તેમણે તુરતજ માણસોનો અવાજ સાંભળ્યો અને તેમણે નક્કી ધાર્યું કે ત્યાં ઘણા માણસો હોવા જોઇએ, અને ત્યાં હતા પણ ખરા. એ દેખાવનો આબેહૂબ ચિતાર આપો. પેલો ઉપદેશક પણ ત્યાંજ હતો. તેમણે તેનું કેવી રીતે સાંભળ્યું હશે તેનો ખ્યાલ કરો. તેણે શું કહ્યું તે વિષે કંઇક કહો. એ લોકોના ટોળામાં કેટલાક બહુ સ્વાર્થી લોકો પણ હતા. તેણે તેમને કહ્યું કે "તમે સ્વાર્થી ન થાઓ, બીજાના હિતનો વિચાર કરો." કેટલાક બીજાને છેતરતા હતા. તેમને તેણે કહ્યું કે, "તમે છેતરશો નહિ; સદા ન્યાયથી ચાલો." કેટલાક નિર્દય હતા, તેમણે કહ્યું કે, "તમે સદા દયાળુ થાઓ." લોકોએ કહ્યું કે, "આ ઉપદેશ કેવો સારો છે! આપણે એનો બધો ઉપદેશ સાંભળવો જોઇએ." ત્યારે ઇસુ પાસે આવ્યો અને તેણે પણ તેનું સાંભળ્યું. જ્યારે પેલા ઉપદેશકે ઇસુને જોયો ત્યારે તેણે એક અદ્‌ભુત વાત કહી: "જુઓ, દેવનું હલવાન, જે જગતનું પાપ હરણ કરે છે." ઇસુના જન્મ વખતે દૂતે તેના નામ વિષે જે વાત કહી હતી તેના જેવીજ આ વાત હતી. છોકરાંને એ વાત યાદ છે?

**નવા મિત્રો કરવા.**

જ્યારે પેલા ઉપદેશકે આમ કહ્યું ત્યારે ત્યાં તેની પાસે જુવાન માણસો બે ઉભેલા હતા, અને તેમણે પરસ્પર કહ્યું કે, "આપણે આ માણસ વિષે કંઇક વિશેષ જાણવું જોઇએ." એથી જ્યારે ઇસુ ચાલ્યો ગયો, ત્યારે તેઓ તેની પાછળ ગયા. આ દેખાવનો આબેહૂબ ચિતાર આપો. તેમણે એકબીજાને શું કહ્યું તે કહો (૧; ૩૮, ૩૯). કદાચિત્ ઇસુ તે વખતે પાંદડાની બનાવેલી એકાદ ઝુંપડીમાં રહેતો હતો. એ આખી સાંજ તેમણે વાતચીત કરી, અને યોહાન અને આંદ્રયાને મનમાં એમ લાગ્યું કે તેમણે પોતાની આખી જીંદગીમાં ઇસુ જેવો પ્રેમાળ અને પ્રેમ કરવા લાયક બીજો કોઇ માણસ જોયો ન હતો. આંદ્રયાએ વિચાર્યું કે, "આ વિષે મારે મારા ભાઇને પણ કહેવું જોઇએ"

કારણ કે આ માણસ સાથે મૈત્રી બાંધવી એ તેને બહુ ગમશે." એ ઉપરથી તેણે બને તેટલી ત્વરાથી તેના ભાઇ સીમોનને શોધી કાઢયો, અને તેને ઇસુ વિષે બધું કહ્યું. આથી જ્યારે સીમોને ઇસુ પાસે આવી થોડી વખત તેની સાથે વાત કરી કે તુરતજ તેના મનમાં પણ એમ થયું કે ઇસુ જેવો ભલો માણસ બીજો કોઇ નહિ હોય.

**ઘેર પાછું જવું.**

બીજે દિવસે ઇસુ પોતાને ઘેર જવા પાછો નીકળ્યો. આ વખતે યોહાન, આંદ્રયા અને સીમોને કહ્યું કે અમે પણ તારી સાથે આવવાના છીએ. તેમણે આમ કહ્યું એનું કારણ એ હતું કે તેઓ ઇસુના ગામડાની પાસે આવેલા એક ગામમાં રહેતા હતા. એ લોકે ફિલીપ નામનો માણસ જે પેલા બે ભાઇઓના ગામનો હતો તેને કેવી રીતે મળ્યા તે કહો. તેઓ કદાચિત્ જુના મિત્રો હતા, અને તેમણે તેને જોયો કે તુરતજ તેને તેમના આ નવા મિત્ર વિષે કહ્યું. હવે આ ફિલીપને આ નવો મિત્ર તેની સાથે થોડી વાત કરવા ઉપરથી એટલો બધો ગમ્યો કે તે તુરતજ જઇને નાથાનાએલ નામના એક માણસને મળ્યો અને કહ્યું કે, "આવ અને જોઆ અમારો નવો મિત્ર." આ ઉપરથી નાથાનાએલ આવ્યો, અને તેને ઇસુ એટલો બધો ગમ્યો કે તે પેલા ચાર માણસ સાથે ભળ્યો એ પાંચેય જણ ઇસુ સાથે ઘર તરફ ચાલ્યા.

**વાત પછીનું થોડુંક.**

આ બધા માણસોને તે એકદમ આટલો બધો ભલો લાગ્યો એ ઉપરથી ઇસુ કેવો સારો મિત્ર હશે એ વાતનો વિચાર કરો. વળી આમાં એક બહુજ સારી વાત એ છે કે ઇસુ મોટી ઉમરનાં માણસોને પોતાના મિત્ર કરવા ઇચ્છે છે એટલુંજ નહિ પણ છોકરાં પણ તેના મિત્ર થાય એમ તે માગે છે. એને જે કંઇ ગમે છે તે હમેશાં કરવાને આપણે શું પ્રયત્ન નહિ કરીએ કે જેથી આપણે પણ તેના મિત્ર થઇએ? ઇસુના મિત્રો વિષે એકાદ ગીત ગાઓ.

**યાદ રાખવાનું વચન.**

તેઓ સર્વ મુકીને તેની પાછળ ચાલ્યા. લુક ૫; ૧૧.

---

### પાઠ ૧૪.

## ઈસુ એક લગ્નની મિજબાનીમાં.

### યોહાન ૨; ૧-૧૧.

**શિક્ષકનો અભ્યાસ.**

નાઝારેથના ઈશાન ખૂણામાં ચાર માઇલને અંતરે કાના ક્યાં આવેલું છે તે નકશામાં જુઓ. અહિં જે વાત કરવામાં આવી છે તે પહેલાંજ થોડી વારે કાનાનો નાથાનાએલ (૨૧ ; ૨) ઇસુના શિષ્યમંડળમાં ભળ્યો હતો એ વાત ધ્યાનમાં લેવા જેવી છે (૧ ; ૪૫–૫૧). ઈસુ અને તેના શિષ્યોને આ મિજબાનીમાં આમંત્રણ આપવામાં આવ્યું હતું એને નાથાનાએલ આ જગ્યાનો હતો એ વાત સાથે કશો સંબંધ છે? મરિયમ પણ ત્યાં હતી, જેથી એમ જોઇ શકાય છે કે એ કુટુંબો વચ્ચે કંઈક સંબંધ હતો. યોહાન જે જગ્યાએ ઉપદેશ આપતો હતો તે આ લોકોએ એવા વખતેજ છોડી હતી કે તેઓ વખતસર આ લગ્ન ઉપર આવી પહોંચે. જે દ્રાક્ષરસ ત્યાં વાપરવામાં આવ્યો હતો તે દારૂજ હતો, પણ તે એવી જાતનો ન હતો કે તે પીવાથી બહુ નીશા ચઢે. આવો સખ્ત દારૂ પીવાની શાસ્ત્રમાં મનાઇ કરવામાં આવી છે (દૃષ્ટાં. ૨૦ ; ૧). લગ્નનો પ્રસંગ ઘણા દિવસ સુધી ચાલતો હતો, અને દારૂ લગભગ છેલ્લે દિવસેજ ખુટયો હોય એમ લાગે છે. કદાચિત ઇસુના શિષ્યોને છેલ્લી ઘડીએ નોતરવામાં આવ્યા હતા અને માણસોની સંખ્યા વધવામાં એ પણ એક કારણ હોય એ બનવાજોગ છે. અહિં કરવામાં આવેલો ચમત્કાર (૨; ૧૧) ઇસુનો પહેલો ચમત્કાર હતો, તોપણ મરિયમને એમ લાગતું હતું કે ઇસુ કંઇ કરી શકે તેમ હતું (૧; ૩, ૫). આથી તેના શિષ્યો પર જે અસર થઇ હતી તેનો વિચાર કરો. બાળકોને એ વાત કદાચિત બહુ અદ્ભુત નહિ લાગે. શું બનવું શકય છે અને શું અશકય છે એ વાત તેઓ બરાબર સમજી શકતાં નથી, જેથી ઘણી વસ્તુઓ તેમની નજરમાં બનવી અશકય છે.

**વાતનો આશય.**

ઇસુ મુશ્કેલીમાં સાહ્ય કરવા તૈયાર છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—આપણે ગયે અઠવાડીએ કેટલાં માણસો વિષે સાંભળ્યું? આપણને તેમનાં નામ યાદ છે? તેમનામાં ઇસુ મુખ્ય હતો અને બીજાઓ તેના મિત્રો હતા.

**લગ્નમાં જવું.**

ઇસુ પોતે ઘેરથી બહાર હતો ત્યારે આ માણસોને મળ્યો હતો, અને હવે તેઓ તેના મિત્ર થઇ તેની સાથે ઘેર જતા હતા. તેની સાથે બીજા પાંચ માણસો હતા એ જોઇને મરિયમને કેટલું આશ્ચર્ય થયું હશે! જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેની મા પડખેના ગામડામાં આ લગ્ન પર જવાની તૈયારી કરતી હતી. ઇસુને ત્યાં જવાનું આમંત્રણ હતું અને તેના નવા મિત્રોમાંનો એક તે ગામડાનો હતો—કદાચિત તે જે કુટુંબમાં લગ્ન હતું તેમાંનોજ હતો. આથી તેના મિત્રોને પણ તેની સાથે જવાનું આમંત્રણ મળ્યું. કદાચિત તેનાં ભાઇબ્હેન પણ ત્યાં જતાં હતાં. એ લોકો ચાલીને ગયાં હશે કે ગાડીઓમાં? જ્યાં તેમને જવાનું હતું તે જગ્યા બહુ દૂર ન હતી, જેથી તેઓ ત્યાં ઘણુંકરીને ચાલતા ગયા હતા.

**લગ્નમાં.**

તેઓ જે ઘેર લગ્ન હતું ત્યાં ગયા ત્યારે તેમણે શું જોયું હશે? તમે કોઇ લગ્નમાં ગયા છો? કોઇ પણ છોકરૂં કોઇ લગ્નમાં ગયું હોય તેને તે વિષે કહેવા દો. ત્યાં કેટલા માણસો હતા? તેમણે શો પોષાક પહેર્યો હતો? શો ખોરાક ખાધો હતો? સહુ કોઇ શું કરતું હતું? આ વાત વિષે શિક્ષક પોતે પોતાના અનુભવથી વિશેષ કહી શકે છે.

**દારૂ ખુટે છે.**

ત્યાં ઘણા દિવસ સુધી ખાવાપીવાનું અને રમતગમત ચાલી રહ્યાં હતાં. ત્યાર પછી ઇસુની મા એક દિવસ બહુ ચિંતાતુર ચહેરે તેની પાસે આવી, અને તેને કહ્યું "તને કંઇ ખબર છે? બધો દારૂ ખુટી ગયો છે અને હજુ તે ઘણાં માણસોને પીરસવાનો છે." ઇસુએ કહ્યું કે, "મા, અત્યારેજ હું કાંઇ કરી શકું તેમ નથી." પણ મરિયમને એમ લાગ્યું કે તે કંઇ કરશે ખરો, જેથી નોકરો પાસે ગઇ અને તેમને કહ્યું કે

"જુઓ, પેલો મારો પુત્ર રહ્યો! તે તમને દારૂના સંબંધમાં જે કાંઇ કરવાનું કહે તેજ કરજો."

**પુષ્કળ દારૂ.**

આ સ્થિતિમાં શું કરવું એ વિષે ઇસુ વિચાર કરતો હતો અને આમતેમ જોતો હતો, ત્યારે તેણે દિવાલ પાસે પાણીથી ભરેલાં વાસણોની એક હાર જોઇ, અને તેમાં તેણે જોયું તો તે બધાં વાસણો તેને તદ્દન કે લગભગ ખાલી દેખાયાં. ત્યારે તેણે શું કરવું એ પોતાના મનમાં નક્કી કરી લીધું. તે નોકરો પાસે કેવી રીતે ગયો અને તેમને કહ્યું કે "આ બધાં વાસણોમાં પાણી ભરો" એ વાત કહો. મરિયમે તેમને જે કહ્યું હતું તે ઉપરથી તેમણે એકદમ તેના કહ્યા પ્રમાણે કર્યું. તેમણે જે કાંઇ કર્યું તે બરાબર વર્ણવો (૨ ; ૭). જ્યારે તે પુરૂં થયું ત્યારે ઇસુએ કહ્યું કે "હવે કાઢો અને મુખ્ય પીરસનાર પાસે લઈ જાઓ" તેમણે એ વાસણમાંથી થોડુંક કાઢયું, પણ જુઓ, તે હવે પાણી નહોતું, પણ દારૂજ હતો. આથી તેમને કેટલું બધું આશ્ચર્ય લાગ્યું હશે! તેઓ પોતાના ઉપરી પાસે કેવી રીતે લઇ ગયા તેનું વર્ણન આપો એ ઉપરી તે ચાખે છે અને બોલી ઉઠે છે કે, "આ વળી શું થયું? આવો દારૂ તો આજ સુધી જોયો ન હતો." ત્યારે નોકરોએ તેને એ કોણે બનાવ્યો હતો તે કહ્યું અને ઇસુએ સહુને આવું મજાનું પીણું આપ્યું એ માટે તેઓ તેનો ઉપકાર માનવા લાગ્યા.

**વાત પછીનું થોડુંક.**

આપણે ઇસુનું અનુકરણ કઇ રીતે કરી શકીએ? કોઇ તરસ્યું હોય તેને આપણે પાણી આપી ન શકીએ? આપણે પાણીનો દારૂ કરી શકતા નથી, પણ આપણી માતાને પાણી ભરવામાં મદદ કરી શકીએ છીએ.

**યાદ રાખવાનું વચન.**

જે કંઇ તે તમને કહે તે કરો. યોહાન ૨ ; ૫.

---

## પાઠ ૧૫.

## ઇસુ જાખીને ઘેર જાય છે.

### લુક ૧૯; ૧-૧૦.

**શિક્ષકનો અભ્યાસ.**

ગયે અઠવાડીએ આપણે આપણા પ્રભુના પહેલા ચમત્કાર વિષે વાત કરી છે. આજે તેના જીવનના આખરના ભાગમાં જે એક બનાવ બન્યો હતો તે વિષે આપણે વાત કરવાના છીએ. યરેખોની તેની એક માત્ર મુલાકાત વિષે આપણને સુવાર્તામાં કહેવામાં આવેલું છે તે તેણે યરૂશાલેમમાં જવા માટે કરવામાં આવેલી છેલ્લી મુસાફરી દરમ્યાન લીધેલી હતી. એ વખતે બારતીમાય અને જાખી એ બન્નેને આશીર્વાદ આપવામાં આવ્યો હતો. દાણીઓ પ્રત્યે યહુદીઓ કેવા ભાવથી જોતા હતા તે માટે જુઓ માત્થી ૯; ૧૧: ૧૧: ૧૯: ૧૮; ૧૭. એ લોકો રૂમી રાજ્યના નોકર હતા અને તેમનું કામ કર ઉઘરાવવાનું હતું. તેઓ આ કામ અન્યાયી રીતે કરતા હતા અને હમેશાં વ્યાજબી રકમથી વધારે માગતા અને લેતા હતા. જાખી બીજા જેવોજ હતો (૧૯; ૮). તે પોતે ચોર હતો એ વાત તેણે કબુલ કરી, અને તેના પશ્ચાત્તાપના પ્રમાણ તરીકે તેણે નિયમશાસ્ત્રમાં જે કહેવામાં આવ્યું હતું તેથી વિશેષ જેને તેણે અન્યાયી રીતે લુંટયા હતા તેમને પાછું આપ્યું (ગણના ૫; ૭). નિયમશાસ્ત્ર પ્રમાણે માત્ર જેના ઉપર ચોરી સાબિત થઈ હતી તેનેજ ચારગણું પાછું આપવાનું હતું (નિર્ગમન ૨૨; ૧). જાખીને લેવી એટલે માત્થી સાથે સરખાવો (૫; ૨૭-૩૦) અને ૧૮; ૯-૧૪ સાથે સરખાવો. વળી ૧૯; ૧૦ ને માત્થી ૧૮; ૧૧ સાથે સરખાવો અને છોકરા માટે એ શબ્દો વાપરવામાં આવ્યા હતા તે વખતનો તેમનો ભેદ ધ્યાનમાં લો.

**વાતનો આશય,**

ઇસુ એ પાપી માણસોનો મિત્ર છે એ બતાવવાનો છે.

**છોકરાને માટે.**

**પ્રસ્તાવના**—આગલા બે પાઠમાં ઇસુને કેટલાક ખાસ મિત્ર હતા એવું જે જણાવવામાં આવ્યું છે તે યાદ કરાવો. છોકરાંને તેમાંના કોઇનાં

નામ યાદ હોત તો તે તેમને કહેવા દો, પણ એમાં બહુ વખત ગાળવો નહિ. માત્ર એટલું કહો કે થોડા વખતમાંજ ઇસુના આવા ખાસ મિત્રોની સંખ્યા બારની થઇ હતી અને તેઓ તેની સાથે હમેશાં રહેતા હતા.

**પર્વમાં જવાના રસ્તે.**

એક દિવસ ઇસુ અને તેના બાર મિત્રો ઘણા લોકો સાથે એક મોટા પર્વમાં જતા હતા. તમે કોઇ મોટા મેળામાં ગયા છો ખરાકે? એ બાબતમાં છોકરાને પોતાનો અનુભવ કહેવા દો, અથવા શિક્ષક પણ પોતાના અનુભવમાંથી થોડુંક ભલે કહે અને યાત્રાળુઓનો મોટો સંઘ કેવી રીતે યરૂશાલેમ જતો હતો તેના સંબંધમાં કંઇક ચિતાર આપે. તેઓ જતા હતા તેવામાં એક મોટું શહેર આવ્યું. આ શહેર જ્યાં મેળો ભરાવાનો હતો તે ન હતું, પણ તેમના રસ્તા પર આવેલું હતું અને યાત્રાળુઓમાંના કેટલાક ત્યાં રાત રહેવાના હતા, કારણ કે ત્યાં રહેવાની સારી સગવડ હતી.

**લોકોની મેદનીમાંનો ઠીંગણો માણસ.**

તેઓ તે શહેરની શેરીઓમાં થઇને ને જતા હતા ત્યારે તેમને જોવાને ઘણાં માણસો મળ્યાં હતાં, અને એકાએક એક રમુજી બનાવ બન્યો. ત્યાં એક જાખી નામનો બહુ ઠીંગણો માણસ હતો અને તે બિચારો લોકોનાં માથાં ઉપર થઇને જોવાનો પ્રયત્ન કરતો હતો, પણ તે છેક મિથ્યા હતું છોકરાંને એ માણસનું કંઇક વર્ણન આપો. તે પૈસાદાર હતો અને તેણે લુગડાં પણ મજાનાં પહેર્યાં હતાં, પણ લોકો તેના તરફ તિરસ્કારની નજરે જોતા હતા એ વાત દેખીતીજ હતી. એનું કારણ એ હતું કે તે સહુને છેતરતો હતો અને તેણે બીજું ઘણું ભુંડું કર્યું હતું. એકાએક તે દોડવા લાગ્યો અને એક મોટા ઝાડ પાસે જઇ તેના ઉપર છોકરાની માફક ચઢવા લાગ્યો. લોકોએ જ્યારે તેને જોયો ત્યારે તેઓ કેવા હસવા લાગ્યા હશે! તે માણસ એમ શા માટે કરતો હતો? તેણે સાંભળ્યું હતું કે ઇસુ એ ટોળામાં છે અને તે તેને જોવા ઇચ્છતો હતો, અને તેને તે જોવા પામ્યો પણ ખરો.

**જાખીને ઘેર જવું.**

જાખીએ ઇસુને જોયો એટલુંજ નહિ, પણ જ્યારે ઇસુ જે ઝાડ ઉપર તે હતો તેની ડાળીઓ નીચે આવ્યો ત્યારે તેણે (ઇસુએ) ઉંચુ જોયું

અને આ ઠીંગણા માણસને ત્યાં બેઠેલો જોયો. તમને એમ લાગે છે કે તે પણ બીજા માણસની માફક તેને જોઇ હસ્યો હશે? નહિજ. ઉલટું તેણે તો કહ્યું કે, "જાખી, તું જલદી ઉતરી આવ, કેમકે મારે આજ તારે ઘેર ઉતરવાનું છે." જાખીએ આવું તો તેના સ્વપ્નમાં પણ ધાર્યું નહિ હોય. તમને એમ લાગે છે કે તે તે વખતે ખુશી થયો હશે? તેણે પ્રભુની આજ્ઞા કેવી તત્પરતાથી પાળી અને તેઓ સાથે કેવી રીતે તેને ઘેર ગયા તેનું વર્ણન આપો. લોકો તે વખતે શું કહેવા લાગ્યા હતા તે પણ કહો. કોઇએક ધાર્મિક માણસને ત્યાં તે કેમ જતો નથી? આવા ખરાબ માણસ સાથે જાય છે કે? જાખીએ એ સાંભળ્યું અને તેને તેથી બહુ શરમાવું પડયું, કારણ કે લોકો જે કહેતા હતા તેમાં સત્ય હતું—તે સારો માણસ ન હતો, પણ પ્રભુ તેને ઘેર આવ્યો હતો એ માટે તેણે ભવિષ્યમાં સારા થવાનો નિશ્ચય કર્યો. તેણે શું કહ્યું તે કહેઃ (૧૯; ૮), અને પ્રભુએ તેને ઉત્તર આપ્યો કે, "હું ખોવાએલું શોધવા તથા તારવા સારૂ આવ્યો છું અને આજ આ ઘેર તારણ આવ્યું છે."

**વાત પછીનું થોડુંક.**

પ્રભુએ જાખીને જેમ સારા થવામાં મદદ કરી હતી તેમ તે આપણને મદદ કરે એ શું આપણે તેની પાસે નહિ માગીએ? આને માટે કંઇ એવું સાદું વચન સૂચવો કે જે છોકરાં પ્રાર્થના તરીકે રોજ વાપરી શકે.

**યાદ રાખવાનું વચન.**

ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે. લુક ૧૯; ૧૦.

## ૪. બીજાઓ પર પ્રેમ કરવો અને તેમની સેવા કરવી.

---

### પાઠ ૧૬.

### ઈસુ પોતાના મિત્રોની સેવા કરે છે.

યોહાન ૧૩ ; ૧-૧૭.

**શિક્ષકનો અભ્યાસ.**

શિક્ષકે ઇસુના છેલ્લા ભોજનના સંબંધમાં ચારેય સુવાર્તામાં આપેલા હેવાલ વાંચવા અને તે સાંજે જે બધું બન્યું હતું તે ક્રમવાર લખવું, જેથી તેમને બધી વાત બરાબર ચોખ્ખી થાય. "આપણામાં કોણ મોટો ગણાય છે" એ વાત વિષે શિષ્યો પરસ્પર વાદ કરતા હતા (લુક ૨૨ ; ૨૪), અને આપણને ઇસુએ તેમને આપેલા ઠપકા ઉપરથી માલુમ પડે છે તે પ્રમાણે (લુક ૨૨ ; ૨૭) તેમાંનો એક પણ પોતે બીજા કરતાં વધારે હલકો ગણાય તે માટે ખાણું પીરસવા કે એવી બીજી કોઈ સેવા કરવા તૈયાર ન હતો. એટલા માટે ઇસુ તેમાંનો કોઇ ઉભો થાય છે કે નહિ એ જોવા થોડી વાર થોભ્યા પછી પોતે ઉભો થયો. તેને માત્ર ખાવાનું પીરસવાના કાર્યથી સંતોષ થાય તેમ ન હતું, કારણકે એ કાર્ય કેટલીક વાર ઉંચ પદવીના માણસો પણ કરતા હતા (૧૨ ; ૨), પણ તેણે તેમના પગ ધોવાનું કાર્ય જે નોકરનું કાર્ય ગણાતું હતું તે કર્યું. આ પગ ધોવાનું કાર્ય કોઈ મિજબાની પહેલાં કરવામાં આવતું હતું, અને કેટલીક વાર તે કરવામાં આવતું ન હતું, જોકે આવે વખતે તેના સંબંધમાં કંઈ ટીકા થાય એમ હતું" (લુક ૭; ૪૪) (ડુમેલો). "ખાણું પુરૂં થયા પછી" (૧૩ ; ૨) એ શબ્દોનો અર્થ કદાચિત્ "ખાણું પીરસાયા પછી" એમ કરવાનો છે. આનું કારણ એ છે કે આ પ્રસંગે પગ ધોવાનું કાર્ય આખરે કરવામાં આવે એમ લાગતું નથી. વળી યહુદા પણ હાજર હતો.

વાતનો આશય.

બીજાને મદદ કરવાની ઇચ્છાને ઉત્તેજિત કરવાનો છે.

છોકરાને માટે.

પ્રસ્તાવના. ગયા અઠવાડીઆની વાત અને ખાસ કરીને ઇસુ જાખીને ઘેર પરોણા તરીકે ગયો હતો તે વાત યાદ કરાવો. લોકો પોતાના મ્હેમાનોને માટે શું કરે છે?

ભોજન તૈયાર કરવું.

ઇસુએ જાખીની મુલાકાત લીધી હતી ત્યાર પછી થોડાક દિવસે તેણે તેના બાર મિત્રોને કહ્યું કે તેને તેમની સાથે કેમ જાણે તેઓ તેના પરોણા હોય એમ ગણી એક ખાસ ખાણું લેવાની ઇચ્છા હતી. હવે તે તેમને પોતાને ઘેર આમંત્રણ આપી શકે તેમ ન હતું, કારણકે તેને ઘરજ ન હતું. એથી તેણે તેમનામાંના બેને પેલા મોટા શહેરમાં તેઓ બધા ખાણું લઇ શકે એવો એક ઓરડો તૈયાર કરવાનું ફરમાવ્યું. તેઓએ તે પ્રમાણે કર્યું અને ખોરાક પણ તૈયાર કરાવ્યો. આ લોકોએ એ બધું કેમ કર્યું હશે તેનો કંઇક ખ્યાલ કરો, અને જ્યારે બધું તૈયાર થયું ત્યારે ઇસુ અને તેના બીજા દસ મિત્રો આવ્યા.

ખાણા ઉપર બેસવું.

એ લોકો ખાણા પર બેસે છે એ વાતનો ચિતાર આપો. તેઓ હિંદુ લોકોની માફક જમીન ઉપર કે યૂરોપીઅન લોકોની માફક ખુરશીઓ ઉપર બેઠા ન હતા, પણ તેઓ એક જાતની નીચી પાટલીઓ પર આડે પડખે પડયા હતા, અને તેમનાં માથાં તે ઓરડાના મધ્યબિંદુ તરફ અને તેમના પગ દિવાલ તરફ રહ્યાં હતાં. તે પાટલીઓ ઓરડાની ત્રણ બાજુએ ગોઠવવામાં આવી હતી અને એક બાજુ નોકરોને આવવા માટે ખુલ્લી રાખવામાં આવી હતી. નોતરનાર હમેશાં વચ્ચે બેસતો, અને આજે ઇસુ પણ ત્યાંજ બેઠો હતો. સહુ આ પ્રમાણે બેઠા હતા ત્યાર પછી તેમના થાળમાં ખાણું અને તેમના પ્યાલામાં પીણું પીરસવામાં આવ્યું હતું, અને બધા થાકેલા અને ભૂખ્યા હતા તેથી આ ખાણા ઉપર ખુશીથી બેઠા.

તેમના પગ ધોયા.

તેમને આ ખાણું લેવામાં પુરો આનંદ મળે એ માટે એક વાત બાકી રહી જતી હતી. તેઓએ બહુ લાંબો પંથ કાપ્યો હતો અને તેમના પગ ભારે અને ધૂળવાળા થયા હતા. તેમના પગ કોઇ ધુએ એ વાતની તેમને બહુજ ઇચ્છા હતી. તમને કોઇ વખત એવું થયું છે? કોઈ ધનાઢ્યના ઘરમાં નોકરોએ પાણી આણ્યું હોત અને તેમના પગ ધોયા હોત, પણ અહિ એ બધું કોણ કરે તેમ હતું? એ બધામાંનાં કોણે એ કાર્ય કરવું જોઇતું હતું? સહુ પોતાના મનમાં એ કાર્ય હલકું સમજી તે કરવા તત્પર થતા નથી એ જોઇ ઇસુ પોતે ઉભો થયો અને તેણે કહ્યું કે "હું પોતે તમારા પગ ધોઇશ, કારણકે અહિંએ કરવાને કોઈ નોકર નથી." તે પણ બીજાઓના જેવોજ થાકેલો હતો અને તેના પગ ભારે તેમ ધૂળવાળા હતા, પણ તેણે પોતા વિષે તો વિચાર પણ કર્યો નહિ. તેની ઇચ્છા તેના મિત્રોને આરામ આપવાની હતી, કારણકે તે તેમને બહુ ચાહતો હતો. તે પાણી અને ટુવાલ લે છે અને પગ ધોવામાં સુગમતા પડે એ માટે પેલી પાટલીઓ અને દિવાલ વચ્ચે જાય છે તેનો ચિતાર આપો. તેણે એક પછી એક એમ કેટલાકના પગ ધોયા અને લુછ્યા અને તેમને આરામ આપ્યો. જ્યારે તે પીતર પાસે આવ્યો અને તેના પગ ધોવા તૈયારી કરી ત્યારે તેણે તેને કહ્યું કે, "તને કદી મારા પગ ધોવા નહિ દઇશ." ત્યારે ઇસુએ ઉત્તર વાળ્યો કે, "જો હું તને ન ધોઉં તો મારી સાથે તારે કંઇ ભાગ નથી." ત્યારે પીતરે તેને તેમ કરવા દીધું અને સહુને આરામ મળ્યો. ઇસુએ શું કહ્યું તે ફરીથી કહો (૧૩ ; ૧૪, ૧૫).

વાત પછીનું થોડુંક.

છોકરાં એક બીજાને સાહ્ય કરવા તરીકે, અથવા આરામ આપવા માટે કંઇ પણ નાનુંસુનું કાર્ય, જેમકે તેમનાથી નાનું બાળક હોય તેમને ન્હવડાવવું કે ધોવું અથવા તેમનાથી મોટા માણસને કોઇ પણ કાર્યમાં મદદ દેવી, વગેરે કરી શકતાં હોય તે તેમને બતાવો.

યાદ રાખવાનું વચન.

હું તમને નવી આજ્ઞા આપું છું, કે જેવો મેં તમારા પર પ્રેમ કીધો તેવો તમે પણ એક બીજા પર પ્રેમ કરો. યો. ૧૩ ; ૪.

## પાઠ ૧૭.

## રૂથ અને નાઓમી.

રૂથ ૧ ; ૧-૨૨.

**શિક્ષકનો અભ્યાસ.**

મૃતસાગરની પૂર્વ દિશામાં આવેલા પ્રદેશમાં મોઆબ અને ઉત્તર છેડાની સામે પશ્ચિમ પર બેથલેહેમ નકશામાં જુઓ. મોઆબ એ મૃતસાગર અને પૂર્વના ટેકરાઉ રણ વચ્ચે આવેલો ઉંચો પ્રદેશ છે. આ ભાગ આવી રીતે આવેલો છે છતાં તે બહુ ફળદ્રુપ છે, કારણ કે ત્યાં વરસાદ અને ઝાકળ વગેરે સારાં પડે છે તેમાં પૂર્વથી પશ્ચિમ દિશામાં ઘણી ઉંડી ખીણો આવેલી છે અને એ ખીણોમાં ઘણી નદીઓ વહે છે. આમાંની મુખ્ય આર્નોન નામની નદી છે, જુઓ ગણના. ૨૨ ; ૩૬ અને નિર્ગમન ૨ ; ૨૪. અલીમેલેખ અને તેનું કુટુંબ દુષ્કાળમાંથી બચવા માટે મોઆબ ગયું હતું ત્યારે તે કયે રસ્તે થઇને ગયું હતું? એ તો દેખીતું છે કે મોઆબના લોકો આ વખતે મિત્રભાવથી વર્તતા હતા, પણ તેઓ સર્વદા એવા ન હતા. જુઓ ઉત્પત્તિ ૧૯ ; ૩૬, ૩૭ : ગણના ૨૧ ; ૧-૩ : ન્યાયાધીશ ૩; ૧૨ : મોઆબના ધર્મ માટે જુઓ ૧ રાજા. ૧૧ ; ૭.

**વાતનો આશય.**

નિઃસ્વાર્થ પ્રેમનું મહત્વ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—દુષ્કાળ વિષે વાત કરો. છોકરાંને એ વાતનો કંઇ અનુભવ હોય તો તે તેમને કહેવા દો. દુષ્કાળનાં કારણો શાં શાં છે?

**દુષ્કાળવાળો દેશ છોડવો.**

આગળ ઉપર એક વખત આપણા દેશથી બહુ દૂરના એક દેશમાં બહુ ભારે દુષ્કાળ પડયો હતો. એમાં શું શું થયું હતું તે વિષે કંઇક કહો. એ વખતે એક કુટુંબે તે દેશ છોડી ચાલ્યા જવાનો વિચાર કર્યો. એ લોકો કોણ હતા તે કહો, અને તેઓ પોતાનો

સરસામાન બાંધી પોતાનો દેશ દિલગીર થઇ છોડે છે તેનો કંઇક ચિતાર આપો. એ ઘરના છોકરાને એ ગમ્યું હશે? તેઓ દિલગીર થયા હતા કે એવી રીતે જવાનું હોવાથી ખુશી થયા હતા? તેઓ પોતાની મુસાફરી પર નીકળે છે, સવારના ચાલે છે અને બપોરના છાંયે આરામ લે છે, પાછા વળી સાંજના ચાલે છે અને રાતના વાસો કરે છે, એ બધાનો કંઇક ખ્યાલ આપો. તેમણે આમ બેત્રણ દિવસ સુધી ચાલ્યા કર્યું અને ત્યાર પછીજ કોઇ એક સારો દેશ આવ્યો. ત્યાં તેમણે કેટલાંક ઝાડ દીઠાં, વળી ઘાસ જોયું અને પાકવાળાં ખેતરો જોયાં. તેઓ એક પ્રદેશમાં આવ્યા હતા કે જ્યાં દુષ્કાળ ન હતો, પણ પુષ્કળ પાણી અને ખોરાક હતાં.

**મોઆબમાં રહેવું.**

તેઓ મોઆબમાં કેવી રીતે રહે છે—એક ખેતરમાં ઘર કરી રહે છે અને આજુબાજુના લોકો સાથે મૈત્રી બાંધે છે, એ બધાનો ચિતાર આપો. આ લોકોનો ધર્મ જુદો હતો, પણ તેઓ બહુ પ્રેમાળ હતા, જેથી તુરતજ એલીમેલેખ અને નાઓમી તેમનામાં રહી બહુ સુખી થયાં અને તેઓ ત્યાં ઘણાં વર્ષ સુધી રહ્યાં. પણ આગળ જતાં તેમને માથે એક દુઃખની વેળા આવી. અલીમેલેખ ગુજરી ગયો. બિચારી નાઓમી વિધવા થઈ અને તેના છોકરાઓને તેમનો બાપ ગુજરી જવાથી રાખી કામ કરવું પડતું હતું. એ કુટુંબની દુઃખી સ્થિતિનો ચિતાર આપો અને તેમ કરી તેને માટે છોકરાંના મનમાં દયા ઉપજાવો.

**લગ્ન કરવું.**

ધીમે ધીમે છોકરાની વય લગ્ન કરવા જેટલી થઇ, અને તેમણે આ નવો દેશ જેમાં તેઓ હવે વસ્યા હતા તેમાંથી બે કન્યાઓ પસંદ કરી તે બે કન્યાઓમાં નામ આપો અને તે કેવી હતી તેનો કાંઇક ખ્યાલ આપો. આથી નાઓમીને પાછું સુખ પ્રાપ્ત થયું. તેઓ સહુ ભેગાં સુખેથી રહે છે એનો કંઇક ચિતાર આપો, પણ તુરતજ એક બીજી ભયંકર બીના બની. માહલોન અને કિલ્યોન બન્ને મરણ પામ્યા અને નાઓમી, ઓર્પાહ અને રૂથ એમ ત્રણ વિધવાઓ એ ઘરમાં થઇ. હવે તેમણે શું કરવું? ગરીબ બિચારી નાઓમી પોતાના જે સગાંસંબંધીઓને તેણે

પોતાના મૂળ દેશમાં છોડયાં હતાં તેમને પાછાં યાદ કરવા લાગી. એવામાં એવી ખબર આવી કે એ દેશની સ્થિતિ સુધરી હતી અને ત્યાં ધાન્ય; વગેરે પુષ્કળ હતું. તેમણે પાછું જવું કે ન જવું? રૂથ અને ઓર્પાહ વિષે કેમ? આખરે નાઓમીએ જવાનો વિચાર કર્યો.

**ઘેર પાછા જવું.**

તેમને બાંધવાનો સરસામાન બહુ ન હતો, પણ નાઓમીના કેટલાક ઓળખીતા હતા, જેને તેણીએ જવા પહેલાં મળવું જોઇએ. રૂથ અને ઓર્પાહ તેને કેવી રીતે મદદ આપે છે તેનો ખ્યાલ આપો, અને એ સહુ સાથે દિલગીરીમાં નીકળે છે તેનો ચિતાર આપો. થોડી વારમાં નાઓમીએ કહ્યું કે હવે ઓર્પાહ અને રૂથે પાછા વળવું જોઇએ, નહિતો તેઓ ઘેર જશે ત્યાર પહેલાં અંધારૂં થઈ જશે. એ વખતે એ સહુએ પરસ્પર ચુંબન કર્યું અને તેઓ રડી પડયાં. ત્યારે રૂથે કહ્યું કે, "નહિ, હું તો પાછી જવાની નથી. હું તમને ચાહું છું અને મારે તમારી સાથે રહેવું છે." ૧ ; ૧૬ ફરીને કહો. આથી નાઓમીનું મન બહુ ખુશી થયું હશેજ. રૂથ પોતાની સાસુ સાથે જવા માટે પોતાનાં માબાપ, સગાંસંબંધી અને દેશ છોડવા તૈયાર થઇ. ઓર્પાહ પાછી પોતાના બાપને ઘેર ઘઈ અને રૂથ અને નાઓમીએ ચાલ્યાજ કર્યું અને આખરે તેઓ નાઓમીના જુના ઘરમાં આવી પહોંચ્યાં. ત્યાં રૂથ બહુ સુખી થઇ, કારણકે તેણીએ એક નિરાધાર વૃદ્ધ સ્ત્રી ઉપર બહુ માયા બતાવી હતી.

**વાત પછીનું થોડુંક.**

છોકરાં કોઇ દિલગીર કે નિરાધાર માણસ, જેમકે કોઇ વિધવા કે અનાથ છોકરાની જે કંઇ સેવા કરી શકે તેવું હોય તે તેમને સૂચવો. તેઓ તેમને માટે ફૂલ લઇ જઇ શકે છે, કે તેમની પાસે ભજન કે સારાં ગીત ગાઈ શકે છે, કે તેમની પાસે સારૂં વાંચન કરી શકે છે.

**યાદ રાખવાનું વચન.**

"હું તને નવી આજ્ઞા આપું છું, જેવો મેં તમારા પર પ્રેમ કીધો તેવો તમે પણ એકબીજા પર પ્રેમ કરો. યોહા. ૧૩ ; ૩૪.

## પાઠ ૧૮.

## રૂથ જવના ખેતરમાં.

રૂથ ૨; ૧-૨૩: ૪; ૧૩-૧૬.

### શિક્ષકનો અભ્યાસ.

બેથલેહેમના સંબંધમાં જો કંઇ એમ બતાવતું હોય કે તે દુકાળ સિવાયના વખતમાં એક બહુ ફળદ્રુપ સ્થાન હતું, એ બધું તપાસી જુઓ. રૂથ વિષે લોકોનો કેવો ઉંચો મત હતો અને તેઓ તેને વિષે કેવું કેવું સારું બોલતા હતા એ બધું ધ્યાનમાં લો (૨; ૧૧). તેણીએ બોઆઝને કદી જોયો ન હતો અને માત્ર અણધારી રીતે તેણી તેના ખેતરમાં કામ કરવા ગઇ હતી (૨; ૩, ૧૯, ૨૦). શિક્ષકે આ બધો ભાગ બહુ ધ્યાનપૂર્વક વાંચવો, અને તેમાંની પ્રત્યેક બીનાનો ચિતાર પોતાના મનમાં બરાબર લેવો. તેણે ચોથો અધ્યાય વાંચવો અને તેના સંબંધમાં યહુદીઓમાં વિધવાઓના પુનર્લગ્ન વિષે જે નિયમ હતા તે જોવા (પુનર્નિયમ ૨૫; ૫-૧૦).

### વાતનો આશય.

રૂથ અને બોઆઝ એ બન્નેમાં જોવામાં આવેલી ભલમનસાઇની ઉત્તમતા ફરીથી બતાવવાનો છે.

### છોકરાંને માટે.

પ્રસ્તાવના.—ગયા અઠવાડીઆનો પાઠ પાછો યાદ કરાવો. રૂથ નાઓમીની સાથે શા માટે ગઇ? નાઓમીની સાથે એટલી બધી દિલગીર શા માટે થઇ?

### બેથલેહેમ પાછું જવું.

એ બે સ્ત્રીઓ બેથલેહેમ પાછી આવે છે એ વાતનો ચિતાર આપો. રૂથ એક પરદેશી સ્ત્રી હતી, જેથી સહુનું ધ્યાન પહેલાં તેના પ્રત્યે ખેંચાયું હતું. ત્યાર પછી લોકોએ તેની સાથેની બાઇ તરફ જોયું અને વિચાર કરવા લાગ્યા કે એ કોણ હશે? કોઇએ કહ્યું કે "અમે એને આગળ ક્યાંક તો જોઇ છે." ત્યારે બીજાએ કહ્યું કે, "એ બાઇ જે નાઓમી ઘણાં વર્ષ પહેલાં અહિંથી પોતાના ધણી સાથે દૂર દેશમાં ગઇ

હતી તે હોય એમ લાગે છે." આ ઉપરથી વળી કોઇએ કહ્યું કે, "બરાબર, એ તો એજ છે. જુઓને એનું મોઢું બરાબર! એ હવે વૃદ્ધ થઇ છે જેથી ઓળખાતી નથી, પણ છે તો એજ." આ બધું તેઓ નાઓમીના સાંભળતાં કહેતાં હતાં, જેથી નાઓમીએ તેમને કહ્યું કે, "હા, ભાઇ, એ તો હુંજ છું. તમે બધા મજામાં છોને? હું તમને સહુને સારી રીતે ઓળખું છું." ત્યારે વળી કોઇએ તેને પુછ્યું કે, "આ તારી સાથે છે તે બાઇ કોણ છે? એનો જવાબ નાઓમીએ જે વાળ્યો તે કહો. આ વાત તુરત આખા બેથલેહેમમાં ફેલાઇ ગઇ. બધે ઠેકાણે લોકો કહેવા લાગ્યા કે, "નાઓમી પાછી આવી છે અને તેનો ધણી અને તેના બન્ને દીકરાઓ મરી ગયા છે. વળી તેની સાથે તેના એક દીકરાની વહુ પણ છે. આ બાઇનું નામ રૂથ છે અને તે નાઓમીને એટલી બધી ચાહે છે કે તેણે પોતાનાં સગાંસંબંધીઓ, વતન વગેરે બધું છોડયું છે."

**ગુજરાનને માટે તલાસ કરવી.**

બેથલેહેમમાં આ વખતે ધાન્ય, વગેરે પુષ્કળ હતું છતાં નાઓમી અને રૂથને એ એકદમ મળે તેમ ન હતું? તેને માટે તેમને મજુરી કરવાની જરૂર હતી. તેઓ શું કામ કરી શકે તેમ હતું. તેમણે તે વિષે કેટલોક વિચાર કર્યો અને આખરે રૂથને કંઇ સુઝી આવ્યું. એ વખત લણણીનો હતો અને બેથલેહેમના બધા લોકો ખેતરોમાં પાક લણતા હતા. ત્યારે રૂથે ધાર્યું કે "જો હું તેમની પાછળ ખેતરમાં જાઉં તો મને લણનારાઓની પાછળ પુળીઓમાંથી સલો વીણી ભેગો કરવાનું મળશે અને તેમાં આપણને જોઇતું અનાજ મળશે." છોકરાંએ ખેતરોમાં આ પ્રમાણે કદી સલો વીણ્યો છે, અથવા બીજાને વીણતાં જોયાં છે? રૂથ લણનારાઓની પાછળ કેવી રીતે જાય છે અને સલો વીણે છે તેનો કંઇક ચિતાર આપો.

**બોઆઝની સાથે વાત કરવી.**

આ બધા લોકો પોતાનું લણવાનું કામ કેવી રીતે કરતાં હતાં તે જોવાને ખેતરનો ધણી આવ્યો અને તેણે આ પરદેશી બાઇને જોઇ. ત્યારે તેણે પોતાના નોકરને પુછ્યું કે, "એ બાઇ કોણ છે?" નોકરે જવાબ વાળ્યો કે, "એ રૂથ છે, જે નાઓમીની સાથે અહિં આવી છે. તેણીએ સલો વીણવાની રજા માગી છે અને તે બહુ ગરીબ હોવાથી મેં

તેને તે રજા આપી છે." ત્યારે તે ખેતરનો ધણીની પાસે અને યોરૂગ તેણે તેની સાથે વાત કરી. રૂથે જ્યારે તેને પોતાની પાસે આવતો જોયો ત્યારે તેણીને શરમ કે બીક લાગી હતી ખરી કે? પણ તેણે તેની સાથે બહુ પ્રેમથી વાત કરી. એણે શું કહ્યું તે કહો (૨ : ૮, ૯). રૂથને એ સાંભળી બહુ નવાઇ લાગી અગે તેણીએ પ્રણામ કરીને કહ્યું કે, "મારા જેવી એક પરદેશી બાઇ તરફ તમે આવી ભલાઇ કેમ બતાવો છો?" ત્યારે તેણે જવાબ વાળ્યો કે, "તેં નાઓમીના પ્રત્યે જે ભલાઇ બતાવી છે તે વિષે મેં સાંભળ્યું છે, જેથી હું પણ તારા તરફ ભલાઇ બતાવવા ઇચ્છું છું અને ઇશ્વર પણ તને તેનું ફળ આપશે."

**નાઓમીને વાત કરવી.**

રૂથ સાંજના પોતાને ઘેર તેને મળેલા દાણા લઇ નાઓમી પાસે આવે છે તેનો કંઇક ચિતાર આપો. તેને ઘણા દાણા મળ્યા હતા. આ ઉપરથી નાઓમીએ કહ્યું કે, "તને આટલું બધું અનાજ ક્યાંથી મળ્યું?" ત્યારે રૂથે તેને જે બધી હકીકત કહી સંભળાવી હતી તે કહો. તેણીએ કહ્યું કે "એ માણસનું નામ બોઆઝ છે." ત્યારે નાઓમીએ ઉત્તર વાળ્યો કે, "ઇશ્વરે તારો અને તેનો મેળાપ કરાવી તારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તે આપણો એક નજીકનો સંબંધી છે. જો તે તારા પ્રત્યે માયા બતાવશે તો પછી આપણને કંઈ હરકત રહેશે નહિ. એ બે સ્ત્રીઓ તે દિવસે જે બધું બન્યું હતું તે વિષે, તેમજ જે અનાજ રૂથ લાવી હતી તે રાંધતાં રાંધતાં, વાતો કરતી હતી તેનો કંઇક ખ્યાલ કરો.

**બોઆઝની સાથે લગ્ન.**

તુરતમાં બોઆઝે રૂથનાં સંબંધમાં કેટલીક વધારે માહિતી મેળવી લીધી, અને તેને તે એટલી બધી ગમી કે થોડા વખતમાં તેણે તેણીને પરણવાની ઇચ્છા દર્શાવી. આ સાંભળી તેણી અને નાઓમીને કેવું સારૂં લાગ્યું હશે તેનો વિચાર કરો. તેમના લગ્ન વખતની ધામધુમ કેવી હશે તેનો કંઇક ખ્યાલ આપો. બોઆઝે રૂથને પોતાના સુખી ઘરમાં બેસાડી અને નાઓમી પણ તેની સાથે રહેવા ગઇ. થોડા વખત પછી રૂથને બોઆઝથી એક પુત્ર થયો અને નાઓમી તેને પોતાનોજ પૌત્ર ગણી ચહાતી હતી. એ બધાં કેવાં સુખી હશે તેનો ખ્યાલ કરો.

**વાત પછીનું થોડુંક.**

ગયા અઠવાડીઆના પાઠ પછી છોકરાંએ કોઇને કોઇ પણ રીતે સહાયતા આપી હતી કે નહિ તે તેમને પુછો. વળી આજે તેમને બીજાને સુખી કરવા અને મદદ આપવાનું કોઇ નવું કાર્ય સૂચવો.

**યાદ રાખવાનું વચન.**

ભાઇ પરની પ્રીતિ રહો, પરોણા રાખવાનું ન ભૂલો. હેબ્રી. ૧૩ ; ૧, ૨.

---

પાઠ ૧૯.

## મુસા અને ભરવાડણો.

નિર્ગમન ૨; ૧૪-૨૨.

**શિક્ષકનો અભ્યાસ.**

નકશામાં મિદ્યાનનો દેશ જુઓ. મિદ્યાનના લોકો જે ઇબ્રાહીમના વંશજો હતા (ઉત્પત્તિ ૨૫ : ૧, ૨), તે એક જુદા જુદા દેશમાં ભમતી જાત હતી. એ લોકો જુદે જુદે ઠેકાણે ફરતા તોપણ ઘણું કરીને તેઓ સિનાયના દ્વિપકલ્પની આજુબાજુના પ્રદેશમાં જોવામાં આવતા હતા. મુસાએ તેમની સાથે ચાળીસ વર્ષ ગાળ્યાં (પ્રેરિતોનાં કૃત્યો ૭ ; ૨૯, ૩૦), જેથી તેને આ પ્રદેશની માહિતી બહુ સારી હતી અને તે તેમાં ઇસ્રાએલ લોકોને દોરી શક્યો. મિદ્યાનના લોકો જેવા અર્ધાં જંગલી લોકોમાં આવી જાતોમાં ઘણીવાર હોય છે તેમાં કોમનો મુખી એજ યાજક પણ હોય, અને રેઉએલ, જેને સામાન્ય રીતે યિથ્રો કહેવામાં આવતો હતો તેના સંબંધમાં પણ તેમજ હતું. મુસા મિદ્યાનમાં શા માટે ગયો તેના કારણ માટે જુઓ (૨ ; ૧૧-૧૫). આ બનાવમાં તેમજ આપણી આજની વાતમાં આપણે જે જોઇએ છીએ તે એ છે કે મુસાથી કોઇના પ્રત્યે પણ થતો અન્યાય સહન કરી શકાતો નથી. સિનાય જેવા દેશમાં ઘેટાં રાખવાં એ કેટલું બધું મુશ્કેલ છે અને ત્યાં કુવા કેટલા કીમતી છે તે વાતનો વિચાર કરો. એ તો દેખીતુંજ છે કે ભરવાડો પહેલાં સ્ત્રીઓને હાંકી કાઢી પોતાના ઝોકને પાણી પાતા, કારણકે રેઉએલની દીકરીઓ મુસાએ તેમને મદદ કરી હતી તેથી વહેલી ઘેર આવી હતી જોઇને નવાઇ તેને લાગી હતી.

**વાતનો આશય.**

મુસાની ભલમનસાઇ માટે છોકરાંના મનમાં ઉંચો ભાવ ઉત્પન્ન કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમારા ગામડામાં કેટલાં ઘેટાં અને બકરાં હશે? તેમની સંભાળ કોણ લે છે? તેમના પાળક તેમને માટે શું કરે છે? છોકરાં એવા કામમાં કંઇ પણ મદદ આપી હોય તો તે વિષે તેમના પાસે કંઇક કહેવડાવવું.

**ઘેટાંની સંભાળ રાખવી.**

એક વખત એક માણસ હતો, જેને સાત દીકરીઓ હતી. એટલી બધી દીકરીઓ હોય એવા કોઇ માણસને તમે જાણો છો? તમારે કેટલી બ્હેન છે? હવે આ માણસને ઘણાં ઘેટાં હતાં અને તેની દીકરીઓ તેમની સંભાળ રાખવામાં તેને મદદ કરતી હતી. એ છોકરીઓ ઘેટાં માટે શું શું કરતી હશે તે વિષે છોકરાઓનેજ કંઇ કહેવા દો અને તેમના જીવન વિષે કંઇક ખ્યાલ આપો. તેમને માટે સહુથી વિશેષ મુશ્કેલીનું કામ પાણી લાવવનું હતું, કારણકે તે દેશમાં નદીઓ કે તળાવ ન હતાં અને કુવા બહુજ થોડા હતા. એમ લાગે છે કે એ છોકરીઓને પાણી લેવા માટે બહુ દૂર જવું પડતું હતું અને તે કામ તેમને રોજ કરવાનું હતું.

**પાણી ખેંચવું.**

એ છોકરીઓ પાણી કેમ સીંચી કાઢતી અને હવાડા ભરતી તે વર્ણવો. એ સાતમાંની દરેક છોકરી શું કરતી હતી? મોટી છોકરીઓ પાણી કાઢતી અને નાની છોકરીઓ ઘેટાંને ત્યાં ઉભાં રાખતી. તેઓ હમેશાં કુવે વહેલાં જતાં અને પેલા જંગલી જેવા ભરવાડો આવી તેમને કુવા ઉપરથી કાઢી મુકે ત્યાર પહેલાં ઘેટાંને પાણી પાવાનો પ્રયત્ન કરતાં હતાં, પણ તેઓ તે પ્રમાણે કરી શકતાં નહિ. કુવા ઉપર રોજ શું થતું હતું તેનો કંઇક ચિતાર આપો. હવાડા ભરાતા કે પેલા ભરવાડો આવતા અને તેઓ પેલી છોકરીઓને ત્યાંથી હાંકી કાઢી પોતાના ઝોકને પાણી પાતા હતા અને પછી પેલી છોકરીઓને પાછું એમનેએમ કરવું પડતું. એ છોકરીઓ કોઈ કોઈ વાર આથી કેવી રડતી હશે, કદાચિત્ પેલા માણસો

સામી પણ થતી હશે, પણ તેઓ તેમાં કદી ફાવતી નહિ અને હમેશાં તેમને ઘેર બહુ મોડું અને થાકીને જવું પડતું હતું, એ બધાનો ખ્યાલ કરો.

**એક પરદેશીની મદદ મળવી.**

એક વખત એ છોકરીઓ કુવે આવી હતી ત્યારે તેઓએ નજદિકના એક ઝાડ નીચે એક પરદેશીને બેઠેલો જોયો અને તેઓ ચમકી ઉઠી. તે કોના જેવો દેખાતો હતો એ કહો. તે કોઇ પરદેશી રાજાના કુંવર જેવો લાગતો હતો. પહેલાં તો તેઓને બહુ બીક લાગી, પણ જ્યારે તેમણે જોયું કે તે તેમને કોઇ રીતે સતાવવાનો નથી, ત્યારે તેમણે પોતાનું કામ શરૂ કર્યું અને બધા હવાડા રોજની માફક ભર્યાં ત્યારે પેલા જંગલી ભરવાડો પોતાનાં ઘેટાં લઇને ત્યાં આવ્યા, અને પેલી છોકરીઓ તરફ તિરસ્કારથી હસીને તેમને ત્યાંથી હાંકી કાઢી અને પોતાના ઝોકને પાણી પાવા લાગ્યા. આથી પેલા ઝાડ નીચે બેઠેલો પરદેશી એકદમ ઉભો થયો અને તે ભરવાડો પાસે આવ્યો. એણે તેમને શું કહ્યું હશે તેનો ખ્યાલ કરો, અને એ બધા તે પરદેશીએ તેમને કાઢી મુકયા ત્યારે તેમનાં ઘેટાંને લઇ જાય છે એનો ચિતાર આપો. પછી તે પેલી છોકરીઓ તરફ ફર્યો અને તેમને પાછી બોલાવી, અને તેઓ શરમાતી શરમાતી આવી ત્યારે તેણે તેમને મદદ કરી. તેણે જે કર્યું હતું તેનો ખ્યાલ કરો. એ છોકરીઓ રોજ કરતાં વધારે વહેલી ઘેર આવે છે એ વાતનો ચિતાર આપો.

**પેલા પરદેશીને ઘેર લાવવો.**

એ છોકરીઓ ઘર પાસે આવી ત્યારે તેમનો બાપ તેમને કેવી રીતે મળ્યો અને તેણે તમને શું કહ્યું તે કહો (૨ ; ૧૮). તેમણે બધાએ સાથે મળીને પેલા ભલા પરદેશીએ તેમને કેવી રીતે સહાયતા આપી હતી એ વિષે તેમના બાપને જે કંઇ કહ્યું હશે તેનો ખ્યાલ કરો. આ સાંભળતાંજ તેમના બાપે કહ્યું કે "એ કયાં છે ? તમે તેને ત્યાં શા માટે છોડી આવ્યાં ? જાઓ અને તેને જમવા માટે તેડી લાવો." તેમાંની થોડીક એ પરદેશીને બોલાવવા પાછી જાય છે અને તેને લઇને પાછી આવે છે એ વાતનો ચિતાર આપો. તેમના બાપે તેનો કેવો સત્કાર કર્યો હશે તેનો કંઇક ખ્યાલ કરો. ત્યાર પછી તેમને ખબર પડી કે તેનું નામ મુસા છે. તેમણે તેને વિષે આગળ કદી પણ સાંભળ્યું ન હતું, પણ આપણે તો સાંભળ્યું

છે. બાળકોને તેના સંબંધમાં જે કાંઇ માહિતી હોય તે તેમને કહેવા દો. તેમણે તેને ગમે ત્યાં સુધી ત્યાં રહેવાનું કહ્યું. આથી તે ત્યાં લાંબા વખત સુધી રહ્યો અને તે દરમ્યાન તે પેલી છોકરીઓને તેમના કામમાં સહાયતા આપતો અને થોડા વખત પછી તેમાંની એકને પરણ્યો.

**વાત પછીનું થોડુંક.**

આપણે બધા શરીરે મજબુત અને સશક્ત હોઇએ અને મુસાની માફક લોકોને મદદ કરીએ એ શું ઇચ્છવા જેવું નથી? પણ આપણે નાના હોઇએ છતાં આપણે આપણાથી જે વધારે નાના હોય તેમને એક કે બીજી રીતે મદદ આપી શકીએ છીએ, અથવા આપણે ઘેટાં કે બકરાં કે ગામ વગેરેને ઘાસચારો કે પાણી આપી શકીએ છીએ. છોકરાંને આ બાબતમાં કોઇ ખાસ કાર્ય સૂચવો.

**યાદ રાખવાનું વચન.**

ભાઇ પરની પ્રીતિ રહો; પરોણા રાખવાનું વચન ન ભૂલો. હેબ્રી. ૧૩; ૧, ૨.

---

પાઠ ૨૦.

## મંદિરના દરવાજા આગળનો લંગડો માણસ.

પ્રેરિતોનાં કૃત્ય ૩; ૧-૧૧.

**શિક્ષકનો અભ્યાસ.**

પ્રેરિતોએ "ઘણાં અદ્દભુત કામ તથા ચમત્કારો" કર્યાં હતાં (૨; ૪૩), છતાં આ એકજ કાર્ય વિગતવાર આપવામાં આવ્યું છે, અને એનું કારણ એ છે કે એ કાર્યથી ખ્રીસ્તી મંડળીમાં પહેલો મોટો મુશ્કેલીનો પ્રસંગ ઉભો થયો એટલે સતાવણી શરૂ થઇ. શિક્ષકે ધ્યાનપૂર્વક ત્રીજો અને ચોથો અધ્યાય વાંચવા, અને તેમાં પીતર પોતે કરેલો ચમત્કાર ઇસુ ખ્રીસ્તની શક્તિથી થયો હતો એવું જે ભાર દઇને કહે છે તે ખાસ ધ્યાનમાં લેવું (૩; ૬, ૧૨, ૧૬, ; ૪; ૧૦.). "યરૂશાલેમમાં એવા હજારો હતા જેમણે ઇસુના વિષે માત્ર તેના "ચમત્કારો" દ્વારાજ જાણ્યું હતું, અને તેમને ભવિષ્યવાદનું બહુ જ્ઞાન નહિ હોવાથી તેમને એ જાણવું જરૂરનું હતું કે અદ્દભુત કામ કરનારો નાઝારેથનો ઇસુ એ ઉત્થાન પામેલો

ખ્રીસ્તજ છે. આને માટે તેમને કોઇ ચમત્કારનીજ જરૂર હતી. આથી આ લંગડો માણસ જ્યારે તેના નામથી સારો થયો ત્યારે તેમના મનમ એક નવી અને અદ્‌ભુત આશા ઉત્પન્ન થઇ. મુખ્ય યાજકનું પ્રબળ કુટુંબ જે અત્યારે પણ તેણે ઇસુને શિક્ષા ઠરાવી ત્યારે હતું તેવુંજ મહત્ત્વાકાંક્ષી અને ઇર્ષ્યાખોર હતું, તેને પણ એમ લાગ્યું કે એક મોટી મુશ્કેલીનો પ્રસંગ ઉભો થયો છે, જેથી તેણે ફરીથી આ એક નવી સત્તા જેનો તેને ભય લાગતો હતો તેની સામે થવા તૈયારી કરી " (હન્ટલી). અધ્યાય ૩ ; ૧માં બતાવેલું છે કે ખ્રીસ્તીઓ હજુ યહુદી ક્રિયાઓ બહુ સંભાળથી પાળતા. દોલતની જે વહેંચણી તેમનામાં થતી હતી તેથી પ્રેરિતોને કંઇ ખાસ લાભ થયો ન હતો (૨ : ૪૪, ૪૫ : ૩ ; ૬). એ વાત ધ્યાનમ લો કે આ લંગડો માણસ તદ્દન લુલો હતો (૩ ; ૨), કેમકે તેના પગ તેમ ઘુંટીઓ ખોટી હતી (૩ ; ૭). તેની ઉમ્મર જુઓ (૪ ; ૨૨).

**વાતનો આશય.**

જે લોકો દુઃખી અને પીડાયેલા હોય તેમના પ્રત્યે આપણે કેવો ભાવ રાખવો જોઇએ એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છોકરાં કોઇ લુલાલંગડા માણસને જાણે છે? કોઇ એવા ભીખારીને? એ કેમ લુલો થયો હતો? તેઓ કદી ચાલ્યું પણ ન હોય એવા કોઇ લુલા છોકરાને જાણે છે?

**યરૂશાલેમમાંનો લંગડો છોકરો.**

આજે આપણે એવા એક છોકરની વાત કરવાના છીએ. જ્યારે છોકરાં ચાલવા લાગે છે ત્યારે આ છોકરો બિલકુલ હાલી કે ચાલી શકતે ન હતો. તેના પગ એવા નબળા અને પાતળા હતા કે તે ઉભો પણ રહી શકતો ન હતો. જ્યારે તે સાબ્બાથશાળાના છોકરાઓ જેવડો થયો ત્યારે પણ તેની તેજ સ્થિતિ હતી અને તેના પગ કંઇ પણ કામના ન હતા. તમે તેના જેવા હો અને ચાલી ન શકો તો તમારી શી વલે થાય? જ્યારે તે છોકરો મોટી ઉમ્મરનો માણસ થયો ત્યારે પણ તેનું તેજ હતું. તે જરા પણ ચાલી શકતો ન હતો અને તેને એક જગ્યાએથી બીજીએ ઉચકીને લઇ જવામાં આવતો હતો.

**મંદિરને દરવાજે ભીખ માગવી.**

આ ઉપરથી એટલું તો નક્કી છે કે એ માણસ કદી પણ બહુ દૂર જઈ શકતો ન હતો, તોપણ તેને રોજ ખાવાને માટે કંઇ પૈસા મેળવવા બહાર જવું પડતું હતું. એ માટે તેને શું કરવું પડતું હતું? તે એકજ કાર્ય કરી શકે તેમ હતું, અને તે ભીખ માગવાનું હતું. તેના મિત્રો તેને કોઇ સારી જગ્યા જ્યાં ભીખ મળી શકે તેવે ઠેકાણે તેને લઈ જાય છે તેનો ચિતાર આપો. તમારે કોઇ કામ કરી શકતો ન હોય, તો તમે તેને ક્યાં લઈ જાઓ? છોકરાંનેજ કહેવા દો. ત્યાર પછી જ્યાં આ માણસ રહેતો હતો ત્યાં એક બહુ સુંદર મંદિર હતું અને ત્યાં લોકો રોજ સેવા કરવા આવતા હતા એ વાત કહો. એ લોકોમાં એક નિયમ એવો હતો કે કોઇ લુલો માણસ મંદિરમાં જઈ શકે નહિ, પણ તે મંદિરની બહાર બેસે તો કાંઇ વાંધો નહિ. આથી તેના મિત્રો તેને ત્યાં રોજ લઇ જતા હતા. કોઇ કોઇ વાર તેને બહુ પૈસા પડતા, અને કોઈ વાર થોડા મળતા. તેને માટે સારા દિવસો કયા હશે?

**ઇસુના નામમાં.**

એક દિવસે બધા લોકો મંદિરમાં સેવા માટે દાખલ થતા હતા ત્યારે આ લુલા માણસે તેમાં બે બહુ ભલા દેખાતા માણસો જોયા. તે તેમને બિલકુલ જાણતો ન હતો, પણ આપણે તેમને વિષે ઘણી વાર સાંભળ્યું છે. તેઓ કોણ હતા તે કહો, અને બાળકો તેમને ઇસુના ખાસ મિત્રોમાંના બે તરીકે જાણે છે કે નહિ એ જુઓ. આ લુલા માણસે તે જેમ સહુની પાસે માગતો હતો તેમ તેમની પાસે પણ ભીખ માગી. તેણે તેમને ઘણું કરીને કેવી રીતે બોલાવ્યાં હશે અને તેમની પાસે ભીખ માગી હશે તેનો કંઇક ચિતાર આપો. કેટલાક લોકો તો તેની પાસે થઇને તેની સામું પણ જોયા વગર ચાલ્યા ગયા. કોઇ કોઇ તો તેના પ્રત્યે ક્રોધાયમાન પણ થતા હતા, પણ પીતર અને યોહાન એવું કરે તેવા ન હતા. પીતરે તેને કહ્યું કે, "મારી પાસે એક પાઇ પણ નથી." ત્યારે માણસને નિરાશા ઉત્પન્ન થઇ હશે કે? એ પછી પીતરે તેને શું કહ્યું તે અસરકારક રીતે કહો (૩ : ૬). પીતર માયાથી કેમ નીચો નમ્યો અને તેણે તેનો હાથ પકડી તેને ઉભો કર્યો અને તે

એકદમ કેમ ઉભો થયો એ બધાનું આબેહૂબ વર્ણન આપો (૩ ; ૮) એ માણસે ઇશ્વરની સ્તુતિ કરી એમાં કંઇ નવાઇ ન હતી, કારણ કે શું પીતરે તેને એમ નહોતું કહ્યું કે ઇસુ તને સાજો કરે છે? હવે તે સાજો થયો હતો તેથી તે બીજા લોકો સાથે સેવા કરવા મંદિરમાં જઇ શકતો હતો. બીજા લોકોએ તેને કેવી રીતે જોયો હતો તે કહો. શું થયું હતું એ જોવાને તેઓ દોડતા આવ્યા ત્યારે તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, "જુઓ, આ શું પેલા દરવાજે બેસનારો લુલો ભીખારી તો નથી?" ત્યારે તેણે તેમને પીતર અને યોહાને તેના ઉપર કેટલો ઉપકાર કર્યો હતો અને ઇસુએ તેને કેવી રીતે સાજો કર્યો હતો તે કહ્યું.

**વાત પછીનું થોડુંક.**

તમારામાંનું કોઇ લુલું છે ખરૂં કે? તમારા પગ કોણે સબળ કર્યા છે? આ માણસે જેવો ઇશ્વરનો ઉપકાર માન્યો તેવો તમે કદી માન્યો છે? જો ન માન્યો હોય તો ચાલો આપણે માનીએ.

**યાદ રાખવાનું વચન.**

આપણે બધા સારૂં કરીએ. ગલાતી. ૬ ; ૧૦.

---

## પાઠ ૨૧.

## ચાર મિત્રો એક માંદા માણસને સહાયતા આપે છે.

માર્ક ૨; ૧-૧૨.

**શિક્ષકનો અભ્યાસ.**

નકશામાં કાપરનાહુમ જુઓ, અને ઈસુએ ત્યાં જે બધાં મોટાં કામો કર્યાં હતાં તેની એક યાદી કરો. આ બનાવ તેના જીંદગીના કાર્યના આગલા ભાગમાં બન્યો હતો, પણ તે ત્યાં સારી રીતે જાણીતો થએલો હતો, કારણ કે તેણે એ વખતમાં કાપરનાહુમને પોતાના ઘર જેવું કર્યું હતું. આ ચમત્કારના બીજા બે હેવાલ માત્થી ૯ ; ૧-૮ અને લુક ૫ ; ૧૭-૨૬માં વાંચો. તે દિવસે ભેગી થએલી લોકોની મેદનીની મનની સ્થિતિ બરાબર સમજો, (લુક ૫ ; ૧૮). ઇસુ પાસે આવવામાં તેમનો હેતુ શો હતો? ઇસુએ "તારાં પાપ માફ કરવામાં આવ્યાં છે (૨ ; ૫-૧૧) એવું જે વચન કહ્યું હતું તેની તેમના મન ઉપર જે અસર

થઇ હતી તે વિચાર કરો. ને ચાર મિત્રોનો વિશ્વાસ (૨ ; ૫) શા ઉપર રચાયો હતો? એ વિશ્વાસ તેના આત્મિક સ્વરૂપમાં ન હતો, પણ ઇસુની સાજા કરવાની શક્તિ પર નિ:શંકા માન્યતા રૂપ હતો. તે ઘર ઘણું કરીને પીતરનું હતું. તે મરિયમનું હોઇ શકે ખરૂં કે?

**વાતનો આશય.**

લલમનસાઇની ઉત્તમતા બીજી વાર બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

પ્રસ્તાવના —ગયા અઠવાડીઆનો પાઠ યાદ કરાવો. એ માણસને શી હરકત હતી? તેને કોણે સાજા કરી હતી.

**પક્ષઘાતી માણસ.**

આ અઠવાડીએ આપણે એક બીજા માંદા માણસની વાત કરવાની છે, પણ તે પેલાથી તદન જુદી જાતનો હતો. તે માણસ તેની આખી જીંદગી લુલો હતો, પણ આ માત્ર થોડા વખત થયાં માંદો હતો. પેલો માણસ તેના પગમાંજ લુલો હતો, પણ આ માણસ પોતાના શરીરનું કોઇ પણ અંગ—હાથ કે પગ—ચલાવી શકતો ન હતો, અને તેનું બધું શરીર રહી ગયું હતું. તે ભીખ પણ માગી શકતો નહોતો. તેના મિત્રો અથવા સગાં-સંબંધીઓ તેને ખોરાક વગેરે આપતાં, અને બધી વાતે સાહ્ય કરતાં. તમને એમ લાગે છે કે તેથી તેઓ નારાજ થતાં હતાં? નહિજ, તેઓ માયાળુ હતા અને તે બિચારાને સાહ્ય કરવા તત્પર હતા. તેને સાજો કરવા તેઓ બહુજ ચાહતા હતા, પણ કોઇ વૈદ તેને સારો કરી શકે એમ નહોતું.

**ઇસુ પાસે આવવાનો પ્રયત્ન કરવો.**

આ અરસામાં તેમણે ઇસુ વિષે સાંભળ્યું. તે તે ગામમાં હતો, એક દિવસે કેવી રીતે કોઇ તે માંદા માણસને ઘેર આવ્યું અને તેને એક બીજા માણસને ઇસુએ સાજો કર્યો હતો તે વિષે કહ્યું એ વાતનો ખ્યાલ કરો. તુરતજ પેલા મિત્રો આ માંદા માણસને ઇસુ પાસે લઇ જઇ સાજો કરાવવા તત્પર થયા, પણ એ વખતે ઇસુ ક્યાં હતો? અફસોસ, તે પાછો ચાલ્યો ગયો હતો. વળી એક દિવસ તેમણે સાંભળ્યું કે તે પાછો આવ્યો

હતો. એ ઉપરથી તેમના મનમાં કેવો આવેશ આવ્યો હશે તેનો વિચાર કરો. તેમણે શું કર્યું? ઇસુ તે માંદા માણસને ઘેર આવશે? કદાચિત તેને બહુ કામ હતું, જેથી તેમણે તે માણસને ઇસુ હતો ત્યાં લઇ જવાનું નક્કી કર્યું.

**તે માણસને ઇસુ પાસે લઇ જવો.**

આવા તદન અશક્ત માણસને લઇ જવાનું કામ કેટલું બધું મુશ્કેલ હશે તેનું વર્ણન કરો, અને તે ચાર માણસો આખરે તેને એક ખાટલા ઉપર કેવી રીતે લઇ જાય છે એનો ચિતાર આપો. "બોય સ્કાઉટસ" માંદા માણસને લઇ જવા જે પથારીઓ કરે છે તે છોકરાંએ જોઇ છે? કદાચિત્ આ ખાટલો ખાટલોજ ન હતો, પણ ખાટ જેવો હતો. આમ કર્યા પછી તેઓ તેને બને તેટલી ત્વરાથી ઇસુ જ્યાં હતો ત્યાં લઇ ગયા. પણ હવે એક બીજી મુશ્કેલી આવી પડી. દરવાજે અને ચોગાનમાં લોકોની મોટી મેદની ભરાઇ હતી, અને અંદર જવાનો માર્ગ મળે તેમ ન હતું એ સ્થિતિનો ચિતાર આપો. પણ આ લોકો પોતાના માંદા મિત્રને સાજો કરવાને બધું કરવા તૈયાર હતા, જેથી ઘરની બહારના ભાગમાં થોડાં પગથીઆંવાળી ઉંચી જગ્યા તેમના જોવામાં આવવાથી તેઓ તેને છાપરે લઇ ગયા. આ જોઇને શું લોકો હસ્યા નહિ હોય અને એ શું કરવા માગે છે એવું તેમણે પરસ્પર પુછ્યું નહિ હોય? પણ તેઓ જે કરવાના હતા તે તેમણે તુરતજ જોયું, અને અંદરના લોકોએ પણ તે જોયું. ત્યાં શું કરવામાં આવ્યું હતું અને ઘરમાંના લોકોએ ભાંગેલા છાપરાની ધૂળમાંથી આ પથારી દોરડાં વતી નીચે ઉતારાતી કેવી રીતે જોઇ તેનું કંઇક વર્ણન આપો. આ માંદો માણસ હાલીચાલી શકતો ન હતો, કદાચિત તે બોલી પણ શકતો ન હતો, પણ જ્યારે તેની પથારી ભોંય પર આવી પહોંચી ત્યારે તેણે ઇસુને જોયો.

**ઇસુએ તેને સાજો કર્યો.**

એ માણસને શું થયું હતું તે કોઇ પાસેથી સાંભળવાની પણ ઇસુએ પરવા કરી નહિ. તેણે ઉંચે નજર કરી કે તુરતજ તેણે પેલા ચાર મિત્રોને છાપરામાંથી નીચે જોતા જોયા, અને તેમની શી ઇચ્છા હતી તે તેણે જાણ્યું. તેણે પેલા માંદા માણસને કહ્યું કે, "તેં જે કંઇ ખોટું કર્યું

છે તેં બધું તને માફ છે." આથી તેની આંખમાં એકદમ ખુશીનું તેજ આવ્યું, અને તુરતજ ઇસુએ કહ્યું કે, "ઉભો થા, તારી પથારી ઉપાડ અને ચાલતો થા." એ વચનના પરિણામનો ચિતાર આપો (૨ ; ૧૨).

**વાત પછીનું થોડુંક.**

તમને મળેલા આરોગ્ય અને બળ માટે ઇશ્વરનો ફરીથી ઉપકાર માનો, અને જો બની શકે તો કોઇ લુલાંપાંગળાની કંઇ પણ નાની સરખી સેવા કરવાનું બાળકોને કહો.

**યાદ રાખવાનું વચન.**

તમે એક બીજાના ભાર ઉંચકો. ગલાતી. ૬ ; ૨.

---

# ૫. પાપ અને તેનો દંડ.

## પાઠ ૨૨.

### એક કજીઆની વાત.

ઉત્પત્તિ ૪; ૧-૧૬.

**શિક્ષકનો અભ્યાસ.**

પાપ એક વખત આવ્યા પછી મનુષ્યજાતિમાં કેવી રીતે ઘર કરી રહ્યું છે અને વારસામાં ઉતરે છે અને એકદમ તેના ભુંડામાં ભુંડા સ્વરૂપમાં વૃદ્ધિ પામ્યું છે તે આ વાત બહુ સારી રીતે બતાવે છે. એ વાતની બધી વિગતથી આપણને બરાબર માલુમ પડે છે કે એક વખત ઇર્ષાને મનમાં સ્થાન આપ્યા પછી તેમાંથી ધિક્કાર અને હિંસા ઉત્પન્ન થાય છે, અને તેથી માત્ર મનુષ્યો વચ્ચેનો સામાન્ય સંબંધ ખુટે છે એટલુંજ નહિ પણ કૌટુંબિક સ્નેહ પણ તુટે છે. જે માણસ પાપ કરે છે તે સત્યને અને પોતાની કુદરતી ફરજોને તદ્દન છોડી દે છે અને પાપમાં આગળ વધતાં તેનું અને આખી મનુષ્યજાતિનું દુઃખ વધે છે અને "અંતઃકરણનો ડંખ સહુને બીરૂ બનાવે છે. વળી એ વાતમાં જે સત્ય બતાવવામાં આવ્યું છે તે એ છે કે ઇશ્વર તેના સેવકોનાં હૃદય તપાસે છે; પાપી પાપમાં પડે અને પોતાના વિકારને વશ થાય ત્યાર પહેલાં તેને અટકાવવાનો તે પ્રયત્ન કરે છે; નિર્દોષ માણસનું મૃત્યુ પોતાના ધ્યાનમાં લઇ જ્યારે તેની દયા માગવામાં આવે છે ત્યારે તે પાપીને જે દંડ કરવાનું તેણે ધાર્યું હોય તે કૃપા કરી ઓછો કરે છે." (ડુમેલો).

**વાતનો આશય.**

કજીઓ કરવો એ એવું એક પાપ છે કે જેનાં પરિણામ બહુ ભયંકર આવે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.—ઉત્પત્તિ, આદમ અને હવાની વાત યાદ કરાવો.**

**પહેલાં છોકરાં.**

થોડા વખત પછી ઇશ્વરે આદમ અને હવાને એક નવો આનંદ—એક નાના છોકરારૂપી પરમ આનંદ આપ્યો. એમણે એ છોકરાને ધ્યાનપૂર્વક જોયું હશે ત્યારે તેમને કેવું આશ્ચર્ય લાગ્યું હશે તેનો ખ્યાલ કરો. તેમણે આગળ કદી પણ છોકરૂં જોયું ન હતું. તે છોકરૂં તેમના જેવુંજ હતું, પણ તે નહોતું ચાલી શકતું કે નહોતું બેસી શકતું. તેને દાંત પણ ન હતા. એ છોકરાને ધીમે ધીમે મોટું થતું અને જુદી જુદી વાતો શીખતું જોઇને એમને કેવો આનંદ થયો હશે? તેએ તેને વિષે પરસ્પર કેમ વાતો કરતાં હશે તે વિષે કંઇક કહો. ત્યાર પછી બીજું છોકરૂં આવ્યું—આ વખતે એ માબાપને આગળની માફક બહુ આશ્ચર્ય થયું નહિ, પણ તેમને ખુશી તો તેટલીજ થઇ. એ છોકરાનાં નામ કહો અને તેઓ મોટા થયા ત્યારે તેઓ તેમનાં માબાપના ઘરમાં કેમ રહેતા હતા તેનો કંઇક ચિતાર આપો. વળી તેમનામાંનો પ્રત્યેક શું શું કામ શીખ્યો તે વર્ણવો (૪; ૨).

**કજીઓ.**

એક દિવસ બહુ દિલગીરીભરેલી વાત બની. બન્ને ભાઇઓને કજીઓ થયો. આથી તે કુટુંબમાં કેવું દુઃખ ઉત્પન્ન થયું હતું તેનો ખ્યાલ કરો, અને હાબેલે કાઇન સાથે સમાધાન કરવાનો કેવી રીતે પ્રયત્ન કર્યો અને તેમનાં માબાપે કાઇનને સમજાવવા શી શી મહેનત લીધી હતી તે બધાનો કાંઇ ચિતાર આપો. પણ તેથી કંઇ વળ્યું નહિ.

**યજ્ઞ.**

જ્યારે આ કજીઓ ચાલતો હતો ત્યારે એક વખત એ બન્ને ભાઇઓને ઇશ્વર પાસે અર્પણ લઇ જવાનાં હતાં. તેમાંના દરેકે શું શું આણ્યું તે કહો અને તેઓ પોતાની ભેટ ઇશ્વર આગળ મુકીને નમન કરે છે તેનો કંઇક ચિતાર આપો (૪; ૩, ૪). ત્યારે હાબેલ પોતાના મનમાં ખુશી થયો; કારણ કે, તે જાણતો હતો કે ઇશ્વર તેનાથી ખુશી થયો હતો અને તેણે તેનું અર્પણ માન્ય રાખ્યું હતું. પણ કાઇનનો રોષ ઉતર્યો નહિ; કારણ કે, ઇશ્વરે તેનું અર્પણ માન્ય રાખ્યું ન હતું. આથી તેને જરા પણ આનંદ થયો નહિ, એટલુંજ નહિ, પણ જ્યારે તેણે પોતાના ભાઇને

આનંદિત જોયો ત્યારે તે ઉલટો વધારે ક્રોધે ભરાયો. વળી તે ઈશ્વર ઉપર પણ ગુસ્સે થયો.

**પરિણામ.**

એક દિવસ તેઓ ખેતરમાં કેવી રીતે કામે લાગ્યા હતા તેનું વર્ણન આપો. તેમાંનો દરેક ઘણુંકરીને શું કરતો હતો તે વિષે કહો. એ વખતે કદાચિત્ હાબેલે કાઇનની સાથે વાત કરી અને તેના મનનો રોષ દૂર કરવા પ્રયત્ન કર્યો, પણ કાઇનનો ક્રોધ એટલો બધો વધી ગયો કે તેનું મન તેને વશ રહ્યુ નહિ. આથી જ્યારે હાબેલે તેને બોલાવ્યો, ત્યારે તેણે તેને મારીને પાડી નાખ્યો (૪; ૮). આમ થયા પછી હાબેલ ફરીથી ઉભો થયો નહિ એટલુંજ નહિ પણ તે હાલીચાલી પણ શકતો ન હતો. આખરે કાઇનને માલુમ પડયું કે તે મરી ગયો છે. આ કેવી ભયંકર વાત હતી! કાઇને આવું કરવાનું ધાર્યું ન હતું, પણ તેનો ક્રોધ તેને વશ રહ્યો નહિ. તેણે પોતાના ભાઇની લાસ દેખાય નહિ એ માટે કેવી રીતે ભોંયમાં દાટી અને પોતે પાછો પોતાના કામે વળગ્યો તેનો ખ્યાલ કરો. તમને એમ લાગે છે કે તે દિવસે તેણે ઘેર જવાની ઉતાવળ કરી હશે? તેનાં માબાપ તેને હાબેલના સંબંધમાં જુદા જુદા પ્રશ્ન પુછશે એ વાતનો તેને કેટલો ડર લગ્યો હશે તેનો ખ્યાલ કરો. પણ તે ઘેર ગયો ત્યાર પહેલાં ઇશ્વરે તેની સાથે કંઇક વાત કરી. તેણે શું કહ્યું હતું તે કહો (૪; ૯, ૧૨). ત્યારે કાઇન દિલગીર થયો, પણ તે પોતાના પાપ માટે નહિ, પણ તેને થનાર શિક્ષા માટે (૪; ૧૩, ૧૪). પણ ઇશ્વરે તેને દૂર મોકલી દેવાનું યોગ્ય ધાર્યું હતું. તેને ઘેર રાખવો એ સારૂં ન હતું એમ ઇશ્વરને લાગ્યું હતું. આથી તે કુટુંબના સુખમાં ભંગ પડયો, કારણ કે એ બે છોકરામાંનો એક પણ પાછો કદી ઘેર આવ્યો નહિ.

**વાત પછીનું થોડુંક.**

આ બધું અતિ ભયંકર દુઃખ એક કજીઆમાંથી ઉત્પન્ન થયું હતું. કજીઓ કરવો એ એક બહુ ખરાબ વાત છે એવું કોણે ધાર્યું હતું? છોકરાઓમાંના કોઇ કજીઆ કરતા હોય તો તેમણે તુરત પાછી દોસ્તી બાંધવી જોઇએ, અને ફરીને તેઓ કજીઆ ન કરે એ બાબતમાં ખાસ સંભાળ રાખવી જોઈએ.

યાદ રાખવાનું વચન.

સર્વ કડવાશ તથા ક્રોધ તથા નિંદા તમારાથી દૂર કરો. એફેસી. ૪; ૩૧.

---

પાઠ ૨૩.

## બાબેલનો બુરૂજ.

ઉત્પત્તિ ૧૧; ૧-૯.

શિક્ષકનો અભ્યાસ.

"આ વાતમાં આખી દુનિયાના માણસો ઉપર એક ઇશ્વર સર્વોપરી અધિકાર ભોગવે છે એ વાત ઉપર ભાર દેવામાં આવ્યો છે. વળી તેમાં એ પણ બતાવંવામાં આવ્યું છે કે માણસજાત જુદી જુદી જાતિઓમાં વહેંચાયેલી છે અને જુદી જુદી ભાષાઓ બોલે છે એ પણ તેનીજ જ્ઞાનપૂર્ણ યોજના છે, અને એમ કરવાનો તેનો હેતુ એ છે કે આ વાતમાંના લોકો પાસે જે કાંઇ જ્ઞાન વગેરે હતાં તે દુનિયાના બધા ભાગમાં ફેલાય. તેમાં સહુથી વિશેષ વસ્તુ જે શીખવાની મળે છે તે એ છે કે માણસો વચ્ચે પરસ્પર દ્વેષ વગેરે છે તેનું મૂળ કારણ ઇશ્વરની સામે થવામાં રહ્યું છે. ખ્રીસ્તી મંડળીના આગળના કાળના મોટા આચાર્યોએ કહ્યું છે તે પ્રમાણે પચાસમાને દિવસે જે દાન મળ્યું હતું તે આ બાબેલના બુરૂજની વાતથી તદ્દન ઉલટુંજ છે. આખી મનુષ્યજાતિની એકતા, જે ખ્રીસ્તમાં પ્રગટ થઇ છે (સરખાવો કલોસી. ૩; ૧૧) તે પવિત્ર આત્માનું વચન જે સહુ કોઇ એકસરખી રીતે સાંભળી શકે છે તેના વચનદ્વારા સિદ્ધ થાય છે." (બિશપ રાઇલ). બાબેલોન નામનું નગર કયાં આવ્યું હતું તે માટે જુની દુનિયાનો નકશો જુઓ. આ વાતમાંનો બનાવ એ નગરની પાસેના ભાગમાં બન્યો હતો. એ પ્રદેશની કાંપવાળી જમીનમાં પત્થર નહિ હોવાથી ઘર, વગેરે ચણવામાં ઇંટોનો વપરાશ કરવામાં આવતો હતો (૧૧; ૩). આ ઇંટોનો તુરત ભુકો થઇ જતો હોવાથી આજે બાબેલોનનાં ખંડીએર બહુ થોડાં જોવામાં આવે છે. ઝીગુરાત નામની જે બુરૂજની જાત છે તે બાબેલોનનાં મકાનોમાં જોવામાં આવતી હતી. દક્ષિણ હિંદુસ્થાનનાં મંદિરોમાં જોવામાં આવનાર જેને ગોપુરમ્ કહે છે તે કદાચિત્ આ બુરૂજ જેવું હશે.

**વાતનો આશય.**

અહંકારથી ચેતવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમે કઇ ભાષા બોલો છો? તમારી ભાષાથી જુદી જાતની ભાષા બોલતું હોય એવા કોઇને તમે જાણો છો? એ ભાષા કઇ છે? ભાષાઓ તમારા ધારવા પ્રમાણે કેટલી છે? આટલી બધી ભાષાઓ કેમ થઇ તે વિષે આપણે અત્યારે એક વાત કરવાના છીએ.

**એક શહેર બાંધવું.**

ઘણા વખત પહેલાં જ્યારે સહુ એકજ ભાષા બોલતાં હતાં, ત્યારે લોકો ગામડાંમાં છૂટા છૂટા રહેતા હતા અને તેમને ઘરને બદલે તંબુમાં રહેવાનું હતું પણ જેમ જેમ કુટુંબો મોટાં થતાં ગયાં, તેમ તેમ ગામડાં પણ મોટાં થતાં ગયાં, અને લોકો એક મોટું શહેર બાંધવા લાગ્યા. એ શહેરમાંનાં ઘરો તેઓ શાના બનાવતા હશે તે છોકરાંને કહેવા દો, અને તેઓ માટી અને કાદવમાંથી કેવી રીતે ઈંટો બનાવતા હતા અને તડકામાં તેને સુકવતા હતા તેનો કંઇક ચિતાર છોકરાંને આપો. એ ઘર કેમ બાંધવામાં આવ્યાં હતાં તે વર્ણવો. છોકરાંએ કદી કોઇ શહેર જોયું ન હોય તો તેમને વાતના આ ભાગમાં આવી પહોંચતાં કોઇ પણ શહેરનું એકાદ ચિત્ર બતાવો. જ્યારે એ લોકો પોતાનું શહેર બાંધતા હતા ત્યારે તેઓ બહુ મગરૂબ થતા હતા અને પરસ્પર કહેતા હતા કે "જુઓ, આપણે કેવા હુશીઆર અને મહાન છીએ!" તેઓ તે વખતે ઇશ્વરને તદન ભૂલીજ ગયા, અને માત્ર પોતાનોજ વિચાર કરવા લાગ્યા.

**બુરૂજ બાંધવો.**

જ્યારે તેમણે આ મોટાં ઉંચો ઘરો જોયાં, ત્યારે તેઓ કંઇક બીજી વાતનો વિચાર કરવા લાગ્યા. તેમણે કહ્યું કે "ચાલો, આપણે એક એવો ઉંચો બુરૂજ બાંધીએ કે તે આકાશ સુધી પહોંચે: એમ કરીશું ત્યારે આપણને હમેશને માટે લોકો યાદ કરશે." તેઓ ઈશ્વરને ભૂલી ગયા હતા, પણ તેમને કોઇ ભૂલી ન જાય એ માટે તેમને બહુ કાળજી હતી. એ લોકો કેવા મગરૂર અને સ્વાર્થી હતા! અને તેમણે તે પ્રમાણે તે બુરૂજ

બાંધવો શરૂ કરી દીધો. તેમને અસંખ્ય ઈંટો તૈયાર કરવી પડી હતી અને એ ઈંટોનો તેમણે આ બુરૂજ તૈયાર કરવા માંડયો હતો. એ બુરૂજ જેમ જેમ વહેલો થતો જતો હતો તેમ તેમ તેઓ પરસ્પર કેવી વાતો કરતા હશે તેનો કંઇક ખ્યાલ કરો. "આપણે કેવા હુશીઆર છીએ: આથી આપણું નામ કેટલું બધું મોટું થશે?"

**ઇશ્વરનું ત્યાં દેખાવું.**

તેઓ ઇશ્વરને ભૂલી ગયા હતા, પણ ઇશ્વર તેમને ભૂલી ગયો ન ગયો હતો. તેની નજર તેમના પર હતીજ. તેઓ શું કહેતા હતા તે બધું તે તેમની વચ્ચે રહીને સાંભળતો હતો, જોકે તેઓ તેને જોઇ શકતા ન હતા. તેણે પોતાના મનમાં કહ્યું કે "આ લોકોને હું જો ભેગા રહેવા દઉં તો તે નક્કી ભુંડું કરવાનાજ, માટે તેઓને મારે વિખેરી નાખવા જોઇએ." હવે આ લોકોને જુદી જુદી જગ્યાઓમાં કેવી રીતે કાઢી શકાય? ઇશ્વરે કહ્યું કે "હું તેમને જુદી જુદી ભાષાઓ બોલતા કરીશ, જેથી તેઓને ભેગા રહેવાનો પ્રયાસ કરવાની જરૂર રહેશે નહિ."

**વિખેરી નાખવું.**

આના પરિણામનો કંઇક ચિતાર આપો. એ લોકો થોડા વખતમાં એક બીજાની વાત સમજતા બંધ થયા. એક મંડળ એક રીતે અને બીજું બીજી રીતે એમ સહુ જુદી જુદી રીતે વાત કરવા લાગ્યા. આને લીધે તેમનું બુરૂજ બાંધવાનું કામ એકદમ અટકી પડયું. આ ગામડામાં કે ગામમાં જો દરેક કુટુંબ જુદી જુદી ભાષા બોલે તો કંઇ પણ કામ થાય ખરૂં કે? ત્યાં પણ એજ પ્રમાણે થયું હતું. આથી લોકો પરસ્પર કેટલા બધા ક્રોધે ભરાયા હશે તેનો પણ વિચાર કરો. ત્યારે તેઓ જુદી જુદી ભાષા બોલે તો કંઇ પણ કામ થાય ખરૂં કે? ત્યાં પણ એજ પ્રમાણે થયું હતું. આથી લોકો પરસ્પર કેટલા બધા ક્રોધે ભરાયા હશે તેનો પણ વિચાર કરો. ત્યારે તેઓ જુદી જુદી દિશાઓમાં જવા લાગ્યા, કારણકે જ્યાં પોતાની ભાષા સમજાય નહિ ત્યાં રહેવામાં આ જુદાં જુદાં મંડળોને કશો લાભ સ્વાભાવિક રીતેજ દેખાયો નહિ. આથી પેલો બુરૂજ અધુરોજ રહ્યો, પણ લોકોનું નામ તો રહ્યું, જો કે એ કંઇ સારૂં નામ ન હતું. એ નામ પોતાના અહંકાર અને સ્વાર્થને લીધે આજ સુધી પણ લોકો ભૂલ્યા નથી.

**વાત પછીનું થોડુંક.**

આપણે જ્યારે જ્યારે લોકોને આપણાથી જુદી ભાષા બોલતા સાંભળીએ ત્યારે ત્યારે આપણને આ વાત યાદ આવવી જોઇએ અને અહંકાર કરવો એ બહુ ભુંડી વાત છે એમ જાણી તેથી દૂર રહેવું જોઇએ.

**યાદ રાખવાનું વચન.**

કપટીનો માર્ગ ખડબચડો છે. દૃષ્ટાંતવચન ૧૩ ; ૧૫.

---

## પાઠ ૨૪.

## એક નોકરનું પાપ.

૨ રાજા. ૫ ; ૧૫-૨૭.

**શિક્ષકનો અભ્યાસ.**

ગેહઝીના પાપની વાત થોડાંએક પદમાંજ કહેવામાં આવી છે, છતાં એ આખો અધ્યાય ધ્યાનપૂર્વક વાંચી જવો જોઇએ અને આખી વાત કહેવાની જરૂર છે. નહિતો જે કંઇ બન્યું હતું તે વિષે છોકરાંને ખરો ખ્યાલ આવશે નહિ. વાત ગેહઝીના દૃષ્ટિબિંદુથી કહેવી નકશામાં સીરીયાનો પ્રદેશ અને અબાનાહ તથા ફાર્પાર જુઓ, તેમજ જે દમસ્ક-માંથી ઘણું કરીને નાઅમાન આવ્યો હતો તે પણ જુઓ. એલીશા એ સમરૂનના એક શહેરમાં રહેતો હતો. નાઅમાનને તેની પાસે જવા માટે કેટલું બધું દૂર જવું પડયું હતું અને ત્યાંથી યરદન નદી સુધી જવા માટે તેને કેટલું ચાલવું પડયું હતું એ ધ્યાનમાં લો. ગેહઝીના કાર્યનું સારામાં સારૂં વર્ણન કર્યું છે, અને એ વર્ણનથી નાઅમાન ઉપર શી અસર થવાની હતી તે વિચારો.

**વાતનો આશય.**

લોભને વશ થવાથી જે ભુંડા પરિણામ આવે છે તે બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**--તેઓ એલીશા નામના ગુરૂ વિષે જે કંઇ જાણતાં હોય તે તેમને કહેવા દો (પાઠ ૫, ૭.)

**એક મોટા સેનાપતિને મળવું.**

આ એલીશા નામના ગુરૂને એક નોકર હતો, જેનું નામ ગેહઝી હતું. અને ગેહઝી આવા ભલા માણસની ચાકરી કરતો હતો, છતાં તે પોતે સારો માણસ ન હતો. એક દિવસ તેણે એક બહુ ભારે અને સુંદર રથ પોતાના ધણીને ત્યાં આવતો જોયો. તે વખતે નોકર તરીકે જેમ કરવું જોઇએ તેમ તે રથમાં કોણ છે અને તેને શું કામ છે તે જોવા તેની પાસે ગયો. એ રથમાં કેવી જાતનો માણસ હતો તે વિષે કંઇક કહો (૫; ૧). તે પોતાના ધણી પાસે જાય છે અને તેની પાસે જઇ પેલા માણસ માટે પાછો સંદેશો લાવે છે તે વાતનો ચિતાર આપો (૫; ૧૦). પણ પેલા સેનાપતિને એ સંદેશો ગમ્યો નહિ. તેણે કહ્યું કે "તારો ગુરૂ પોતાના નોકરને મોકલવાને બદલે પોતે કેમ આવતો નથી?" અને તે ક્રોધાયમાન થઇને ચાલ્યો ગયો. (નાઅમાને શું કર્યું તે વર્ણવવાની જરૂર નથી, પણ તે એલીશા પાસે પાછો આવ્યો ત્યારથી વાત શરૂ કરો.)

**સેનાપતિને ફરી મળવું.**

બીજે દિવસે એજ રથ પોતાને ત્યાં પાછો આવતો જોઇ ગેહઝીને બહુ નવાઇ લાગી. પણ આ વખતે પેલો મોટો માણસ ક્રોધાયમાન થવાને બદલે બહુ ખુશી થયો હતો, અને ઉલ્લાસિત હતો. ગેહઝી તેને મળવા ગયો, અને ગુરૂ એલીશા પણ મળવા ગયો. નાઅમાન પોતાના રથમાંથી બહાર આવે છે અને એલીશાને પગે પડે છે એનો ચિતાર આપો. તેણે કહ્યું કે, "તમે મને જે કરવાનું કહ્યું હતું તે મેં બરાબર કર્યું અને તેના પરિણામે હું તદન સાજો થઇ ગયો છું. હવે મને ખબર પડી છે કે તમારો દેવ એ મહાન અને એકમાત્ર ઈશ્વર છે." ત્યાર પછી પેલા સેનાપતિના કહેવાથી તેના નોકરોએ રથમાંથી કેટલીક વસ્તુઓ, જેવી કે સોનામ્હોરની થેલીઓ, સુંદર વસ્ત્રો, વગેરે કાઢવા માંડી. ગેહઝીએ આ જોયું અને વિચાર્યું કે, "હવે મારો ધણી ધનવાન થશે." પણ પેલા ગુરૂએ શું કહ્યું, "ના, હું કંઈ પણ લેવાનો નથી. ઇશ્વરે તને મફત સાજો કર્યો છે, માટે હું પણ તારી પાસેથી કંઇ પણ ભેટ લેવાનો નથી." નાઅમાને તેને તેની આ ભેટ સ્વીકારવાનો તેને

કેટલો બધો આગ્રહ કર્યો એ વર્ણવો, અને ગેહઝી દિલગીર થતો હતો છતાં એલીશાએ તેનો સ્વીકાર ન કર્યો. આથી સર્વ વસ્તુઓ રથમાં પાછી મુકવામાં આવી. ત્યાર પછી નાઅમાને તે ગુરૂને નમસ્કાર કર્યાં, ને પોતાના રથમાં બેસીને ચાલ્યો ગયો.

**તે સેનાપતિની પાછળ જવું.**

આ બધી વસ્તુઓ રથમાં પાછી મુકાતી હતી ત્યારે ગેહઝી શું ધારતો હતો અને તેના મનમાં શું શું થઇ રહ્યું હતું તેનો કંઇક ખ્યાલ કરો. તેના ધણીએ આવી ઉંચી ભેટ સ્વીકારવાની ના પાડી હતી એ માનવું પણ તેને માટે મુશ્કેલ હતું. જો એ ગુરૂએ એ બધી વસ્તુઓ લીધી હોત તો તેમાંથી ગેહઝીને પણ કંઇક તો મળતજ, પણ હવે એમ થાય તેમ ન હતું, અને આ બધું નકામુંજ હાથથી ગયું. આ વાત થઇ રહ્યા પછી ગેહઝીના દિલમાં એક દુષ્ટ વિચાર આવ્યો. એ વિચાર આવો કંઇક હતો કે મારે એની પાછળ જવું અને એક યુક્તિ કરી કંઇ માગવું. પેલો રથ નીકળી ચુકયો હતો, અને તે જતો હતો પણ જોસભેર. જો કંઇક તુરત કરવામાં ન આવે તો તેને પકડી પાડવો મુશ્કેલ હતું. આથી તેને કોઇ જોતું ન હતું એ વાતની ખાત્રી કરી તે તેની પાછળ દોડતો દોડતો નીકળ્યો. પેલા સેનાપતિએ તેને દૂરથી આવતો જોયો અને પોતાનો રથ ઉભો રાખ્યો. આ કારણજ ગેહઝી તેની પાસે પાસે તુરત પહોંચી શકયો. નાઅમાને પુછ્યું કે "સહુ કુશળ છેને?" તે વખતે ગેહઝી જે જુઠાણું બોલ્યો હતો તે કહો (૫; ૨૨.). ગેહઝીને શું આપવામાં આવ્યું હતું અને પૈસાની થેલીઓ બહુ ભારે હોવાથી તેમને તેની સાથે પેલા સેનાપતિના બે માણસો ઉપાડી કેવી રીતે ચાલ્યા એ બધું આબેહૂબ વર્ણવો. અને ગેહઝીએ વિચાર્યું કે "હું હવે જીવીશ ત્યાં સુધી ધનવાન રહીશ." તે પોતાના ધણીની બારી તરફથી તે વખતે આવ્યો નહિ હોય અને તેણે બધું કેવી રીતે જાળવીને પોતાની ઓરડીમાં મુકયું હશે તેનો ખ્યાલ કરો.

**ચોરી પકડાઇ જવી.**

ત્યાર પછી તે પોતાના ધણીની સેવા કરવા તેની પાસે ગયો. ત્યારે એલીશાએ શું પુછ્યું અને ગેહઝીએ શું જવાબ આપ્યો તે કહો (૫;૨૫). એ વખતે ગેહઝીને બહુ નવાઇ લાગીજ હશે, અને તેના પ્રશ્નથી તેના મનમાં

કેટલી બધી અશાંતિ થઇ હશે તેનો કંઈક ખ્યાલ કરો. ત્યારે એલીશાએ તેને શું કહ્યું? (૫ ; ૨૬) અને તેનું સાંભળી ગેહઝીના મનનાં કેવું થયું હશે? આ શિક્ષા શું હતી તે ગંભીરતાથી કહો (૫ ; ૨૮), અને તેને જતો તમારા મનમાં જુઓ. તેને જે બધા પૈસા મળ્યા હતા તે તેને હવે શું કામના હતા?

**વાત પછીનું થોડુંક.**

તમે કદિ કોઈ કોઢીલું માણસ જોયું છે? જ્યારે તમે કોઇ એવા માણસને જુઓ ત્યારે આ વાતને યાદ કરજો. (છોકરાંને એમ ધારવા નહિ દેતા કે બધાંય કોઢિયાં માણસોને તેમનાં પાપનાંજ ફળરૂપ કોઢ થયો છે, પણ કોઇ કોઢિયાને જોઇને તેઓ આ માણસને ભલે યાદ કરે). વળી જ્યારે આપણને ગેહઝીની માફક ખોટું કરવાનું મન થાય અને આપણું ન હોય તે લેવાની ઇચ્છા થાય, ત્યારે આ વાત યાદ કરીને એ વિચારને આપણા મનથી દૂર કરવો.

**યાદ રાખવાનું વચન.**

"તું તારા પડોશીનું જે કાંઇ હોય તે પર લોભ ન રાખ." નિર્ગમન ૨૦; ૧૭.

---

### પાઠ ૨૫.

## યૂનાની વાત.

યૂના ૧, ૨, ૩.

**શિક્ષકનો અભ્યાસ.**

પોતાના દેશમાં યૂનાનું કાર્ય શું હતું ને જાણવા માટે જુઓ ૨ રાજા. ૧૪; ૨૫. તે ઇસ્રાએલના યરોબઆમ બીજાની કારકીર્દી દરમ્યાન જોવામાં આવ્યો હતો (૨ રાજા. ૧૪ ; ૨૩). આ યરોબઆમ ઇસ્રાએલના સહુથી મોટા રાજાઓમાંનો એક હતો, અને કેટલીક વાતમાં તે ઇશ્વરના આ પેગંબરના કહ્યા પ્રમાણે ચાલતો હતો. ગાથ-હેફેર જે તેની જન્મભૂમિ હતી તે ઝબુલૂનના પ્રદેશમાં (યહોશુઆ ૧૯ ; ૧૦-૧૩ ). નાઝારેથથી ત્રણેક માઇલ ઉત્તરમાં આવેલું હતું તે નકશામાં જુઓ : અને નીનવેહ અને જોપ્પા પણ જુઓ. કોઇ પણ યહુદીને માટે દેવનો સંદેશો બીજી પ્રજા આગળ લઇ જવો એ એક મુશ્કેલ કામ હતું. પોતાના કાર્યની

સિદ્ધિના સંબંધમાં યૂનાને જે નાખુશી થઇ હતી (૪: ૧, ૩) તે પણ યહુદી લોકોના આવા સ્વાર્થભર્યા ભાવને લીધે હતી. યહુદીઓના દેવ પ્રત્યે પરદેશી ખલાસીઓનો જે ભાવ હતો તે ધ્યાનમાં લો (૧; ૬-૧૬), અને યૂનાની પ્રાર્થના ધ્યાનપૂર્વક વાંચો (૨ ; ૧-૯). કેવી જાતની માછલી યૂનાને ગળી ગઇ હતી તે જાણવાનું આપણી પાસે કંઇ સાધન નથી, જેથી તેમાં વખત ગુમાવવાની કશી જરૂર નથી.

**વાતનો આશય.**

આજ્ઞાધીનતા સતેજ કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમારે કંઇ પણ ન કરવાની ઇચ્છા હોય છતાં તમને તે કરવાનું કદી પણ કહેવામાં આવ્યું છે ખરૂં કે? એ વખતે તમે શું કરો છો? આજે આપણે એક એવા માણસની વાત કરવાના છીએ કે જેને અમુક કાર્ય ગમતું ન હતું, છતાં તે કરવાનું તેને કહેવામાં આવ્યું હતું.

**નીનેવેહ જુઓ.**

આગળ ઉપર એક ઉપદેશક અથવા ધર્મગુરૂ હતો, જે પોતાના દેશમાં લોકોને ઇશ્વરના સંદેશા આપતો હતો. એક દિવસે તેને ઇશ્વરે કહ્યું કે "મારી એવી ઇચ્છા છે કે તારે મારો અમુક સંદેશો એક બીજા દેશમાં લઇ જવો. એ દેશમાં ઘણા લોકો છે અને તેઓ બહુ ભુંડાં કૃત્યો કરે છે. તેઓ મને જાણતા નથી, જેથી હું એમ ઇચ્છું છું કે તું ત્યાં જા. અને તેમને મારે વિષે અને હું તેમની પાસે કેવાં સારાં કૃત્યો માગું છું તે વિષે વાત કર." તમને એમ લાગે છે કે આવો સંદેશો લઇને એ ઉપદેશક ખુશી થયો હશે?

**નાસી જવું.**

પેલી નવી જગ્યા બહુ દૂર હતી. વળી ત્યાં જવું પણ બહુ મુશ્કેલ હતું. ત્યાંના લોકો જુદી ભાષા બોલતા હતા અને એ ભાષા આ ઉપદેશક જાણતો ન હતો. યૂનાએ ધાર્યું કે મારાથી ન જવાય તો સારૂં. જેમ બાળકોને તેની માતા કે તેનો પિતા કંઇક કરવાનું કહે ત્યારે તેમણે તે કરવું જોઇએ, તેમ યૂનાને ઇશ્વરે જે કરવાનું કહ્યું તે તેણે તુરતજ કરવું

જોઇતું હતું, પણ જેમ જેમ તે તેને વિષે વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તેની ઇચ્છા વધારે ઓછી થતી હતી અને આખરે તેણે કહ્યું કે "હું જવાનો નથી." એટલુંજ નહિ પણ ઇશ્વર તેને એ તરફ મોકલીજ ન શકે એવું કંઇક કરવાની ઇચ્છા થઇ, એ માટે તેણે એથી ઉલટીજ દિશામાં પોતાથી બને તેટલી ત્વરાથી જવાનો પ્રયાસ કર્યો. આમ કરતાં તે તુરતજ દરિયાકાંઠે આવ્યો (છોકરાંએ જો દરિયો જોયો ન હોય તો તે વિષે તેમને કંઇક કહેવું) અને ત્યાં તેને થોભવું પડયું. પણ ત્યાં એક મોટું વહાણ હતું, જે જવાની તૈયારીમાં હતું. બની શકે તો કોઇ હોડી કે વહાણનું ચિત્ર બતાવો. યૂનાએ ધાર્યું કે "મારે એજ જોઇએ છે. જો હુ એ વહાણમાં બેસું તો પછી જ્યાં ઇશ્વર મને મોકલવા ઇચ્છે છે ત્યાં મારાથી સ્હેજે જવાશે નહિ." તેણે તે વહાણના ખલાસીઓ સાથે કેવી રીતે વાતચીત કરી હશે, તેઓ ક્યારે નીકળવાના છે તે વિષે તપાસ કરી હશે અને ભાડું આપી યોગ્ય સમયે તેના ઉપર ચઢયો હશે, વગેરે વાતોનો ખ્યાલ કરો (૧; ૩). તે વહાણ કેવી રીતે નીકળ્યું અને તુરતજ પવનથી દૂર ઘસડાઇ ગયું તે વર્ણવો. યૂનાએ વિચાર્યું કે "હવે હું મારી ઇચ્છા પ્રમાણે ઇશ્વરથી દૂર ગયો છું," અને તે થાકી ગએલો હોવાથી તેણે વહાણમાં એક સારૂં સ્થળ શોધ્યું, ત્યાં આરામ લીધો અને તુરતજ ઉંઘી ગયો.

**તોફાન.**

પવન જોસભેર વાય છે, અને મોજાંઓ મોટાં મોટાં થતાં જાય છે અને વાદળાં અને વરસાદ પુષ્કળ થાય છે એ બધાનો ચિતાર આપો. યૂના હજુ ઉંઘતો હતો અને તે વિષે કંઈ જાણતો ન હતો, પણ પેલા ખલાસીઓને આથી ખરેખર ભય લાગ્યો કારણકે તેમનું વહાણ તુટવાની તૈયારીમાં હતું. એ વખતે તેનો નાખુદા યૂના પાસે કેવી રીતે આવ્યો અને તેને કહ્યું કે "ઉઠો, અને અમારે માટે ઇશ્વરને પ્રાર્થના કરો કે એ અમને બચાવે" (૧; ૪-૬). પણ તોફાન તો વધતુંજ ગયું, ત્યારે પેલા ખલાસીઓએ વિચાર્યું કે "આ વહાણમાંના કોઇએ કાંઇ ખોટું કામ કર્યું છે અને એ માટેજ આપણે સહુને હેરાન થવું પડે છે." તેમનામાં કોણ અપરાધી છે એ જાણવા માટે તેઓ ચીઠ્ઠીઓ નાખે છે

એ વાતનો ચિતાર આપો, અને એમ કરતાં યુના કેવી રીતે અપરાધી ગણાયો (૧; ૭) તે કહો. તેમણે તેને જે જે પ્રશ્નો પુછ્યા તે, અને તેણે પોતે ઇશ્વરની આજ્ઞા પાળી નથી એવું જે કહ્યું તે બધું કહી બતાવો. ત્યારે તેમના મનમાં જે ભય ઉત્પન્ન થયો હતો તેનો ચિતાર આપો. તેમણે કહ્યું કે, "આપણે હવે શું કરવું?" ત્યારે યૂનાએ કહ્યું કે, "મને પાણીમાં ફેંકી દો એટલે મને એકલાને શિક્ષા થશે અને તમે સહુ બચી જશો." આ કાર્ય કરવાને પેલા માણસો કેવા નાખુશ હતા, તેમણે પાછા કાંઠે આવવાને કેવો પ્રયત્ન કર્યો પણ તેમાં કેવી રીતે નિષ્ફળ થયા. તેમણે ઇશ્વરને ક્ષમા માટે કેવી રીતે પ્રાર્થના કરી અને આખરે તેમણે યૂનાને કેવી રીતે નાખી દીધો એ બધું કહો (૧ : ૧૩, ૧૫) ત્યારે તોફાન શાંત થાય છે અને વહાણમાંના સહુ માણસો ઇશ્વરને ઉપકાર માને છે એ વાતનો ચિતાર આપો (૧; ૧૫, ૧૬).

**બચ્યો.**

પણ પેલા યૂનાનું શું થયું? પેલા ખલાસીઓ સહીસલામત હતા પણ તે બિચારો પાણીમાં હતો. તેને શું થયું તે તે કહો (૧; ૭). તેણે ઇશ્વરની આજ્ઞા પાળી ન હતી અને તે તેનાથી દૂર ભાગી જતો હતો, છતાં ઇશ્વરે તેનું રક્ષણ કર્યું અને તે ડુબતો બચ્યો. એ વખતે તેને પોતાના મનમાં એમ બહુ લાગ્યું હતું કે તેણે ઇશ્વરની ઇચ્છા પાળી હોત તો સારૂં હતું. તે કેવી રીતે બચ્યો તે કહો (૨; ૧૦). હવે જ્યારે બીજી વાર ઇશ્વરે યૂનાને તેનો સંદેશો લઇ જવાને કહ્યું ત્યારે તે દૂર નાસી ગયો નહિ, પણ એ સંદેશો તુરત લઇ ગયો.

**વાત પછીનું થોડુંક.**

છોકરાને આજ્ઞાનું પાલન અને તેનું ઉલ્લંઘન, એ બે વિષે કંઇક કહેવા દો, અને યૂનાને થયું હતું તે પ્રમાણે તેમણે કદી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે અને તેના પરિણામે તેઓ દુઃખી થયાં છે?

**યાદ રાખવાનું વચન.**

કપટીનો માર્ગ ખડબચડો છે. દૃષ્ટાંતવચન ૧૩; ૧૫.

---

## પાઠ ૨૬.

## સિંહાવલોકન.

### ભાગ ૪, ૫.

**શિક્ષકનો અભ્યાસ.**

આગલા દસ પાઠમાં કેટલાક ખાસ ખ્રીસ્તી ગુણ વિષે કહેવામાં આવ્યું છે તેનો વિચાર કરો. એની એક ટીપ બનાવો. જે સત્ય સિદ્ધાંતો આ બધા પાઠમાં શિખવવામાં આવ્યા છે તેનું છોકરાં આગળ તમારૂં પોતાનું જીવન કેટલે અંશે દૃષ્ટાંતરૂપ છે તે વિષે તમારા પોતાના મનમાં પુછો. એમાં જે કંઇ પાપની વાત કરવામાં આવી છે તે તમે કર્યું છે અથવા અત્યારે કરતા રહો છો? આ સત્ય સિદ્ધાંતો શિખવતી હોય એવી બીજી વાતોની ટીપ શિક્ષક પોતે કરે તો એ તેને લાભકારી થઈ પડશે તમારાં છોકરાંનો પણ વિચાર કરો. તેમના જીવનમાં તમારા શિક્ષણની કંઇ અસર જોવામાં આવે છે? દરેક છોકરામાં મુખ્ય પાપ શું છે તે તમે જાણો છો? આમાંની કોઇ પણ વાત તેમને ખાસ રીતે લાગુ પડી છે અને તેથી તેમને કંઈ ખાસ લાભ થયો છે?

**સિંહાવલોકનનો આશય.**

દરેક વાતમાંનાં નામ અને કાર્યો છોકરાંને યાદ છે કે નહિ એ વાત નક્કી કરવી એ આ સિંહાવલોકનના હેતુનો એક અંશ છે. પણ મુખ્ય હેતુ તો એ છોકરાં ખરા અને ખોટા વચ્ચેનો ભેદ પારખી શકે છે કે નહિ, અને સારી વાતને વખાણી ખોટી વાતને ધિક્કારે છે કે નહિ એ જોવાનો છે.

**છોકરાં માટેનું સિંહાવલોકન.**

ખરાબ કાર્યોની વાતો.

જેમણે ખોટાં કામો કર્યાં હોય એવા લોકો સંબંધી ચાર વાતો આપણે કરી ગયા. એ કોને યાદ છે? એ લોકોએ શું કર્યું હતું? એ શા માટે ખોટું હતું? તેમનામાંનું કોઇ શિક્ષા વગરનું રહ્યું હતું ખરૂં કે? જેમ બીમાંથી છોડ થાય છે તેમજ પાપના પરિણામે દુઃખ ઉત્પન્ન થાય છે. એ કહો. આ લોકોને કઈ રીતે શિક્ષા કરવામાં આવી હતી? એમાંની કઇ

ખરાબમાં ખરાબ શિક્ષા હતી? જે પાપની શિક્ષા આવી ભયંકર છે તે કેટલું ભુંડું હોવું જોઇએ?

**સારાં કામોની વાતો.**

પણ આપણે કેટલાંક સારાં કામોની અને જેમણે સારાં કામો કર્યાં એવા લોકોની વાતો કરી છે. ઇસુએ પેલી રાત્રે ખાણા વખતે પોતાના મિત્રો માટે જે કર્યું હતું તે કોને યાદ છે? તેણે એ શા માટે કર્યું હતું? રૂથે કોના પ્રત્યે માયા બતાવી હતી? રૂથ કોઇ પ્રત્યે ભલી હતી તેથી તેના પ્રત્યે કોઇ બીજું ભલું હતું? તેણે શું કર્યું હતું? પેલી ભરવાડની છોકરીઓને કોણે સહાયતા આપી હતી? એણે તેમને માટે શું કર્યું હતું? તેને તેનું શું ફળ મળ્યું હતું? ત્યાર પછી આપણે પેલા બે માંદા માણસની વાત કરી. તેમને શું માંદગી હતી? તેમને કોણે સાજા કરી, અને તે કેવી રીતે? આ વાતોમાં જે લોકોને સુખી કરવામાં આવ્યા હતા તેમનો વિચાર કરો. જેમને સહાયતા મળી હતી તેજ શું સુખી થયા હતા? જેમણે ભલાં કામો કર્યાં હતાં તેમને તેથી કેવું લાગ્યું હતું? બની શકે તો તમારા પોતાના અનુભવ ઉપરથી તમે કોઇ એવા છોકરાનો દાખલો આપો કે જે બીજાને કંઇ પણ સહાયતા આપીને પોતે સુખી થયો હોય.

---

# ૬. ઇસુનો પાપી માટે પ્રેમ.

## પાઠ ૨૭.

## એક પાપી છોકરા વિષે ઈસુની એક વાર્તા.

લુક ૧૫; ૧૧-૨૪.

**શિક્ષકનો અભ્યાસ.**

આ દૃષ્ટાંત અહિં ખોવાયલા ઘેટા અને ખોવાયલી અધેલીના દૃષ્ટાંત સાથે કહેવામાં આવ્યું છે. એ બધાં એ વાતમાં એકસરખાં છે કે તેમાં પાપીના પ્રત્યાગમન પ્રત્યે ઈશ્વર જે આપણો ત્રાતા છે તેની પ્રેમાળ લાગણીઓનો ચિતાર આપેલો છે. એમ લાગે છે કે એ બધાં દૃષ્ટાંતો એકજ વખતે આપવામાં આવેલાં હતાં. આવા માણસને પોતાનું ઘર છોડવામાં જે કાંઇ વસ્તુઓ સાધ્યભૂત થઇ હતી તેનો વિચાર કરો; ઘણું કરીને તેની સંગત ખરાબ હતી. તેઓ તેને જે જે સૂચના કરતા હશે, અથવા જે કંઇ આકર્ષણ તેના માર્ગમાં મુકતા હશે તેનો વિચાર કરો. નાના છોકરાનો ભાગ (૧૫; ૧૨) મોટા છોકરાના ભાગ કરતાં અર્ધો હતો (નિર્ગમન ૨૧; ૧૭), જેથી તે બધી મિલ્કતનો ત્રીજો ભાગ હતો. આજે મુસલમાનમાં છે તેમ યહુદીઓમાં ડુક્કરોને ચારવાનું કામ બહુજ ખરાબ ગણાતું હતું.

**વાતનો આશય.**

આ પ્રેમાળ પિતાનો ચિતાર આપીને છોકરાંને ઇશ્વરના પ્રેમનું કંઇક ભાન કરાવવાનો છે.

**પ્રસ્તાવના.**—તમારે કેટલાં ભાઇબ્હેન છે? તમારાં માબાપ તમને ચાહે છે? તમે ખોવાઓ કે ગુજરી જાઓ તો તેમને કેવું લાગે?

**સુખી કુટુંબ.**

એક વખત એક માણસ હતો. ને ધનવાન હતો, જેને બેજ દીકરા હતા અને તે પોતાના છોકરા પર બહુ હેત રાખતો હતો,

અને તેને પુષ્કળ ઘર, ઢોરઢાંક અને નોકરચાકર હતા. તેના દીકરાઓ ખેતરનાં કામકાજ અને નોકરો ઉપર કેવી રીતે દેખરેખ રાખતા હશે તેનો કંઇ ખ્યાલ કરો, અને એ સુખી કુટુંબનો તમારા મનમાં કંઈક ચિતાર કરો. તેમને જે જોઇએ તે હતું અને પછી તેઓ પરસ્પર પ્રેમ કરતાં હતાં.

**દિલગીર બાપ.**

પણ વખત જતાં નાના છોકરાને અસંતોષ થવા લાગ્યો. એને જે જોઇએ તે મળતું હતું છતાં તે કેમ અસંતોષી થયો હતો? કદાચિત્ તેને ખરાબ મિત્રો હતા અને તે તેમની અવળી શિખામણ માનતો હતો. તેઓ તેને આવું કંઇક કહેતા હતા: "અરે, જો આ દુનિયામાં કેટલો બધો આનંદ કરવાનો છે અને તું તો તારા ઘરમાંજ રહ્યો છે. તું શા માટે તારા ઘેરથી બહાર જતો નથી? તું હવે કંઈ નાનો નથી. ચાલ, અમે તને મઝા બતાવીશું. તારે જે કાંઇ કરવાનું છે તે માત્ર તારા બાપ પાસેથી તારો ભાગ લેવાનું કામ છે. પછી તું છે અને દુનિયા છે." આવું આવું તેણે પુષ્કળ સાંભળ્યું અને તેના મનમાં થયું કે મારે એમજ કરવું. ઘેર તેને થોડું પણ કામ કરવું પડતું હતું, પણ બહાર એમાંનું કશું નહે તું એમ તે માનવા લાગ્યો હતો. આખરે તેણે જવાનો વિચાર પક્કો કર્યો. તેણે તેના બાપને જે કંઇ કહ્યું તે કહો. આથી તેના બાપને કેટલું બધું દુઃખ થયું હશે તે અને તેણે તેને કેવી રીતે સમજાવ્યો હશે એ બધી વાતનો ખ્યાલ કરો. તેણે એના પર ગુસ્સો કર્યો હતો ખરો કે? નહિ, તે તેને ચાહતો હતો અને તે ત્યાં રહે એમ તે બહુ ઇચ્છતો હતો. તેની માએ શું કહ્યું હશે તેનો વિચાર કરો. પણ તે છોકરો કોઇ રીતે માને તેવો ન હતો, જેથી તેના બાપે તેને જે જોઇતું હતું તે તેને આપ્યું. તે પોતાની મુસાફરી પર જવા નીકળે છે તેનો કંઇક ચિતાર આપો. તેણે શું શું ખરીદ્યું હશે? પછી તે પોતાના માબાપથી છૂટો પડે છે ત્યારે તેના બાપને કેટલું બધું દુઃખ થયું હશે, અને પોતાના છોકરાને જતો જોઇને તેનું દિલ કેવું ચીરાયું હશે એ વાતનું કંઈક વર્ણન આપો.

**દિલગીર છોકરો.**

તે છોકરાએ પોતાના ઘેરથી નીકળી કેવું જીવન ગાળ્યું હશે, તેના મિત્રો કેવા હશે, તેણે પોતાના પૈસા કેમ ઉડાવ્યા હશે, તેણે શું શું કર્યું

હશે વગેરે વિષે કહો. તે કંઇ કામ કરતો ન હતો, જેથી તેના પૈસા દિનપ્રતિદિન ખુટતા જતા હતા, પણ હજુ સુધી તેની આંખ ઉઘડી ન ન હતી. તે એમ ધારતો હતો કે મારી પાસે પૈસા થઇ રહેશે ત્યારે મારા મિત્રો મને જોઇએ તે આપશે, કારણ કે મેં તેમને માટે મારાથી બનતું કર્યું છે. પણ તેને ખબર ન હતી કે તેના મિત્રો કેવળ સ્વાર્થીજ મિત્રો હતા, અને તેના પૈસા ખુટયા કે તુરતજ તેમણે તેને સલામ કરી. એ તો પૈસાનાજ મિત્રો હતા. હવે શું કરવું? પૈસા તો ખુટયા હતા. છોકરાંનેજ કહેવા દો. ઘેર જતાં તેને શરમ લાગતી હતી. વળી તે સ્વતંત્ર રહેવાથી સ્વચ્છંદી બન્યો હતો. તેણે કંઇ કામ શોધવા માંડયું, પણ તેને કોઇ સારૂં કામ આપે તેમ ન હતું. તેણે પોતાનો વખત નકામો ગુમાવ્યો હતો જેથી તેનામાં કાંઇ સારી શક્તિ ન હતી, અને લોકોને તેનામાં વિશ્વાસ પણ ન હતો. તેને તેનાં કપડાં, વગેરે વેચવાં પડયાં, પણ તેમાંથી જે પૈસા મળ્યા તે કેટલો વખત ચાલે? ધીમે ધીમે તેની અધોગતિ વધતી ગઈ, અને આખરે તેને હલકું કામ કરવાની ફરજ પડી. એના બદલામાં તેને જે ખોરાક મળતો તે બહુજ હલકો હતો. તે શું હશે? જે શીંગો ભુંડ ખાતાં હતાં તે. આ વખતે વધારે દિલગીર કોણ હતું, એનો બાપ કે એ છોકરો?

**ઘેર પાછા આવવું.**

આમ થયા પછી પેલો છોકરો પોતાને ઘેર પાછો જવાનો વિચાર કરવા લાગ્યો. તે ત્યાં કેવો સુખી હતો અને તેનો બાપ તેને કેટલું બધું ચાહતો હતો! વળી તેના નોકરો પણ તેના કરતાં વધારે સારો ખોરાક ખાતા હતા. તે વિચારવા લાગ્યો કે, "મેં ઘર છોડયું એજ ભૂલ કરી છે: મારાં માબાપ તો મને ઘણુંય કહેતાં હતાં કે મારે ન જવું, પણ મેં તેમનું માન્યું નહિ. પણ હવે મારાથી ઘેર પાછું જવાય કેમ?" ધીમે ધીમે તે વધારે દુ:ખી થતો ગયો. આખરે તેને વિચાર આવ્યો કે, "મારો બાપ શું મને નોકર તરીકે પણ નહિ રાખે?" ત્યારે તેણે જે નિશ્ચય કર્યો તે કહો, અને તે ઘેર જવા નીકળે છે અને આખરે ઘેર આવે છે તેનો કંઇક ચિતાર આપો. તે પોતાના ગામ સુધી આવ્યો હશે ત્યારે તેના મનમાં શું થયું હશે? એકાએક તેણે પોતા તરફ કોઇને દોડતું આવતું

જોયું. એ કોણ હતું? તેના બાપે તેને કેવી રીતે જોયો હતો? અરે, એ તો એ છોકરો ગયા પછી રોજ એની વાટ જોતો બેઠો હતો. તેણે ધાર્યું હતું કે "મારો છોકરો બધો પૈસો ખુટાડશે અને પછી દુ:ખી થશે. એ વખતે તે શું કરશે? તે આખરે મારી પાસે આવશે.' આથી તે તેની રાહ જોઇ રહ્યો હતો, તે તેના પર જરા પણ ગુસ્સે થયો ન હતો, તે તેને કેવી રીતે ભેટ્યો અને તેમણે પરસ્પર શું કહ્યું તે કહો (૧૫; ૨૧-૨૪). તે ઘેર આવે છે તેનો ચિતાર આપો, અને તેને માટે જે કાંઇ કરવામાં આવ્યું હતું તેનું અને તેના પ્રત્યાગમનની ખુશાલીમાં કરવામાં આવેલી મિજબાનીનું આબેહૂબ વર્ણન આપો.

**વાત પછીનું થોડુંક.**

આ વાત ઇસુએ પોતે એક વખત કહી હતી અને તેના સારરૂપ તેણે એ કહ્યું હતું કે ઇશ્વરનો પ્રેમ આ બાપના પ્રેમ જેવોજ છે અને તે આપણને સહુને એવાજ પ્રેમથી ચાહે છે, એ બધું સમજાવો. આપણે એ છોકરા જેવા છીએ એ છોકરાંને બતાવવાની જરૂર નથી. તેમને તો માત્ર ઇશ્વરના અખુટ પ્રેમ વિષેનીજ વાત આજે શીખવા દો.

**યાદ રાખવાનું વચન.**

જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ તો આપણાં પાપ માફ કરવા......તે વિશ્વાસુ અને ન્યાયી છે. ૧ યોહાન ૧; ૯.

---

પાઠ ૨૮.

## ઈસુ અને તેના દુશ્મનો.

માત્થી ૨૬; ૩૬-૫૫.

**શિક્ષકનો અભ્યાસ.**

ઇસુની છેલ્લી રાત્રીના ચારેય હેવાલ શિક્ષકે ફરીથી વાંચવા અને સરખાવવા, અને તેમાં જે કંઇ વાડીમાં બન્યું હતું તે ખાસ ધ્યાનમાં લેવું. વળી વાંચતાં વાંચતાં જે બધું બન્યું હતું તેનો ચિતાર મનમાં ખડો કરવો અને શિષ્યોને તે વખતે પોતાના મનમાં જેમ થયું હતું તેમ પોતાના મનમાં થાય એવા પ્રયત્ન કરવો. જૈતુનના પહાડ ઉપરના નીચેના ઢાળ ઉપર ગેથ્સેમાનેનું સ્થાન નકશામાં બરાબર જોવું, અને યહુદા

ઈસુને ત્યાં એકદમ કેવી રીતે શોધી શકયો તેનું કારણ યોહાન ૧૭; ૨ માં જુઓ. યાજકોમાંના લોકોનો સમુદાય (૨૬ ; ૪૭) ઘણું કરીને લેવી લોકો હતા અને તેઓ મંદિરમાં પોલીસગીરી કરતા. યહુદાએ ઈસુને પરસ્વાધીન શા હેતુથી કર્યો હતો તે સંબંધી વિચાર કરો. એની ઇચ્છા શું એવી હતી કે એમ કરવાથી ઇસુને રાજા તરીકે જાહેર થવાની ફરજ પડે? અથવા તો તેથી કોઇ મોટો ચમત્કાર કરે? જો તેને પૈસાજ જોઈતા હતા તો તેણે તે વધારે કેમ ન માગ્યા? તે શું ઇસુથી નિરાશ થયો હતો? બીજા શિષ્યો અને તેમના વિચાર અને ભાવ તે સાંજે કેવા હતા તે ધ્યાનથી તપાસો. ઇસુ જ્યારે પ્રાર્થના કરવા ગયો માત્ર ત્રણજ શિષ્યો તેની સાથે કેમ વાડીમાં ગયા? સરખાવો ૧૭; ૧ અને લુક ૮; ૫૧.

**વાતનો આશય.**

ઈસુ માટે છોકરાંના મનમાં સહાનુભૂતિ ઉત્પન્ન કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—દુશ્મનો વિષે વાત કરો. દુશ્મન એટલે શું? લોકોને દુશ્મન કેમ હોય છે? કેવી જાતના લોકોને દુશ્મન હોય છે? ભલા લોકોના દુશ્મનો ખરાબ લોકો હોય છે અને ખરાબના દુશ્મનો ભલા હોય છે એ બતાવો. તમને એમ લાગે છે કે ઇસુને કોઇ દુશ્મન હતા? તેનું શુદ્ધ જીવન અને તે જે કંઇ પાપ વિરૂદ્ધ બોલ્યો હતો તેથી ઘણા લોકો તેનાથી નારાજ થયા હતા અને તેના દુશ્મન બન્યા હતા.

**વાડીમાં જવું.**

છેલ્લા ભોજનનો વખત જ્યારે ઇસુએ પોતાના મિત્રોના પગ ધોયા હતા તે યાદ કરાવો. તેણે તેમને તે સાંજના જે એક વાત કહી હતી તે આ હતી: "તમે ધારો છો કે તમે બધા મારા મિત્રો છો, પણ તેમ નથી અને તમારામાંનો એક મારો દુશ્મન છે." ત્યાર પછી તુરતજ તેમાંથી એક ઉભો થયો અને બહાર ગયો. એ લોકો કેટલા બધા ગુંચવાયા હશે તેનો ખ્યાલ કરો. ત્યારે ઇસુએ કહ્યું કે "ચાલો, આપણે બધા વાડીમાં જઇએ." તેઓ જાય છે એ વાતનો ચિતાર આપો. તે વાડી ઘરની પાસે ન હતી, પણ તેમને ગામના ઘર પાસે થઇને

ગામના દરવાજા સુધી ને પછી તેમાંથી નીકળી જઇને ટેકરી પરથી ઉતરીને ને નદી ઓળંગીને જવાનું હતું. તેઓ એ રસ્તો બરાબર જાણતા હતા એ બહુ સારી વાત હતી, કારણ કે રાત અંધારી હતી.

**વાડીમાં પ્રાર્થના કરવી.**

જ્યારે તેઓ વાડીએ પહોંચ્યા ત્યારે ઇસુએ કહ્યું કે, "હું જરા આઘે જઇ પ્રાર્થના કરી આવું ત્યાં સુધી તમે અહિં બેસો." એમાંના ઘણાખરા બેસી જાય છે, ત્રણ ઇસુની સાથે જાય છે, અને ઇસુ તેમને પણ થોડા વખત પછી છોડી જાય છે અને પ્રાર્થના કરે છે એ બધી વાતનો ચિતાર આપો (૨૬; ૩૭-૩૯). કેવી રીતે તે પાછો આવ્યો અને તેમને સુતેલા જોઇ તે પાછો ગયો, પાછો આવ્યો, ફરી પાછો ગયો અને ત્રીજી વાર પાછો આવ્યો એ બધું વિગતવાર વર્ણવો (૨૬; ૪૦-૪૫). ઇસુને કંઇક દુઃખ હતું એ તેઓ જોઇ શકતા હતા, પણ એ શું હતું તે તેઓ જાણતા ન હતા.

**પરસ્વાધીન કરાયો.**

આ વખતે ઇસુએ તેમને જગાડયા અને કહ્યું કે, "ચાલો, આપણે હવે જઇએ, મારા દુશ્મનો આવે છે." તેઓ કંઇક અવાજ સાંભળવા લાગ્યા—કેટલાક લોકો નજીક આવતા હતા, પરસ્પર બોલતા હતા અને અંધારામાં દીવાઓ દેખાતા હતા. જે યહુદા ખાણાવાળો ઓરડો છોડી ગયો હતો તે એકાએક કેવી રીતે દેખાયો, તેણે શું કહ્યું અને તેણે શું કર્યું એ બધું કહો. ઇસુએ કહ્યું કે, "મારા મિત્ર, તું શા માટે આવ્યો છે?" ઇસુ જાણતો હતો કે યહુદા હવે તેનો દુશ્મન છે અને તેણે તેને જે ચુંબન કર્યું હતું તે તેને પકડવાના ચિન્હરૂપ હતું, છતાં ઇસુએ તેને મિત્રજ કહ્યો.

**પકડાયો.**

આવનાર ટોળીએ યહુદાએ કોને ચુંબન કર્યું હતું એ જોયું કે તુરતજ તેઓએ તેને ઘેરી લીધો. કેટલાકે તેને પકડયો અને તેને એક કેદીની માફક બાંધ્યો. તેણે તેમને શું કહ્યું તે કહો (૨૬; ૫૫). ઇસુ ન ભરાયો ક્રોધે કે ન કર્યો તેણે કંઇ નાસી જવાનો પ્રયત્ન. એ જંગલી

જેવા યોદ્ધાઓએ તેને બાંધ્યો અને તેઓ તેને વાડીમાંથી બહાર ખેંચીને ટેકરી ઉપર થઇને શહેરમાં લઇ ગયા ત્યાં સુધી તેણે તેમને એક પણ કડવો શબ્દ કહ્યો નહિ, અને જે કંઇ કહ્યું તે નમ્રતાથી કહ્યું.

**વાત પછીનું થોડુંક.**

ઇસુનાં પ્રેમ અને ભલાઇનું કોઇ એક ગીત ગાઓ.

**યાદ રાખવાનું વચન.**

હે પ્રભુ, તું ઉત્તમ તથા ક્ષમા કરવાને તત્પર છે. ગીત. ૮૬ ; ૫.

---

## પાઠ ૨૭.

## ઇસુ અને પીતર.

માર્થી ૨૬ ; ૩૩-૩૫, ૫૭-૭૫.

**વાતનો આશય.**

શિક્ષક જો પીતરના જીવનનો પહેલેથી અહિં સુધી ધ્યાનપૂર્વક અભ્યાસ કરશે, અને તેણે જે જે ભૂલો કરી હતી અને તેનાં વચનો અને કાર્યોમાં જે કાંઇ આત્મિક ઉન્નતિ થએલી જોવામાં આવે છે તે બધાંનો બરાબર વિચાર કરશે તો તેને આ પાઠના સંબંધમાં બહુ કામ લાગશે. આ સાંજે તેની જે વર્તણુક હતી તેનો હેવાલ વાંચી જુઓ (માર્ક ૧૪; ૬૬-૭૨. લુક ૨૨; ૫૪-૬૨. યોહાન ૧૮; ૧૫-૨૭). ઇસુના સર્વ શિષ્યોમાંથી પીતર અને યોહાન એ બેજ શિષ્યોએ જ્યારે તેને પકડવામાં આવ્યો ત્યારે તેની પાછળ જવાની હિમ્મત ધરી હતી. યોહાનની વગથી પીતર મહેલની અંદર ચોગાનમાં જઈ શકયો હતો (યોહાન ૧૮; ૧૫, ૧૬).

**વાતનો આશય.**

ગયા અઠવાડીઆની વાતથી જે કાંઇ સહાનુભૂતિની લાગણી ઉત્પન્ન થઇ હોય તેને વધારે ઉંડી કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છેલ્લું ભોજન યાદ કરાવો. ઇસુના મિત્રોમાંનો કોણ એવો હતો જે ઇસુ તેના પગ ધુએ એ ઇચ્છતો ન હતો?

**હું કદી પણ ઠોકર નહિ ખાઉં.**

એજ સાંજે ઇસુએ કહ્યું કે, "આજે મારા પર કંઈક એવું વીતવાનું છે કે જેથી તમે બધા મારી સાથે રહેતાં બીશો, અને નાસી જશો." પીતરે કહ્યું કે, "કદી નહિ, બીજા ગમે તેમ કરે, પણ હું તો તેમ કદી પણ કરવાનો નથી." ઇસુએ કહ્યું કે "કાલે પ્રભાતમાં કુકડો બોલે ત્યાર પહેલાં, પીતર, તું એટલો બધો બીધેલો હોઇશ કે 'હું એને ઓળખતો પણ નથી' એવું લોકોને કહીશ." આ કેવી ભયંકર વાત છે! આથી પીતરને કેવી નવાઇ લાગી હશે! તે એમ માની શકતો ન હતો કે એવું કદી બની શકે. તેણે જવાબ વાળ્યો કે "હું તારી સાથે મરી જઉં તો પણ તને નકારવાનો નથી." ત્યાર પછી ઇસુના ઉપર જે મોટી આફત આવી પડવાની હતી તે આવી. તેને વાડીમાં પકડવામાં આવ્યો હતો તે વાત છોકરાંને યાદ કરવા દો.

**પીતર અને માલખસ.**

પીતરે ત્યારે શું કર્યું? તેણે ઇસુને આપેલું વચન યાદ રાખ્યું હતું? પહેલાં તેણે એમ ધાર્યું કે તે લડીને ઇસુને સાહ્ય કરી શકશે. તેણે શું કર્યું તે કહો (૨૫; ૫૧). ઇસુએ કહ્યું કે, "ના, પીતર. તું મારે માટે લડે એ મારે જોઇતું નથી; તારી તલવાર બાજુએ મુક." ત્યાર પછી ઇસુ પેલા માણસના કાનને અડકયો અને તેને સાજો કર્યો (લુક ૨૨; ૫૧). ત્યાર પછી જ્યારે ઈસુના દુશ્મનોએ તેને બાંધ્યો અને તેને કેદી તરીકે શહેરમાં લઇ જવા લાગ્યા, ત્યારે પીતર અને તેના બધા મિત્રો એટલા બધા બીધા કે રખેને તેમને પકડવામાં આવે અને તેથી તેઓ નાસી ગયા.

**મુખ્ય યાજકના મહેલમાં.**

પણ ઇસુની શી વલે થાય છે તે જોવાની પીતરની ઇચ્છા હતી, જેથી તેણે અને યોહાને લોકોની મેદનીમાં જઇ તે જોવાનો વિચાર કર્યો. એ લોકો અંધારામાં છુપાતા છુપાતા, ઘડીકમાં તેમની પાસે અને ઘડીકમાં તેમનાથી દૂર એમ ચાલતા, તેમજ લોકોનું સાંભળતા સાંભળતા પાછા શહેરમાં આવે છે તેનો ચિતાર તમારા મનમાં લાવો. ઈસુને શહેરની અંદર થઈને મુખ્ય યાજકને ઘેર લઇ જવામાં આવ્યો હતો, અને જ્યારે

તે ત્યાં દાખલ થયો ત્યારે પીતર અને યોહાન દરવાજે આવી પહોંચ્યા હતા. દરવાજો સાચવનારી દાસીને યોહાન ઓળખતો હતો જેથી તેણીએ તેને અંદર જવા દીધો, અને પીતર તેની સાથે હતો તેથી તેણીએ તેને પણ અંદર જવા દીધો ત્યાં ઉભેલી મેદનીનું વર્ણન કરો, અને ટાઢ એટલી બધી હતી કે પીતર અને યોહાન ધીમે ધીમે અંદર આગળ જતા ગયા અને આખરે જ્યાં તાપણી આગળ લોકો તાપતા હતા ત્યાં જઇ પહોંચ્યા. ત્યાંથી યોહાન વધારે આગળ ગયો હોય એમ લાગે છે—કદાચિત્ ત્યાં તેને લોકો જાણતા હતા—અને પીતર ઇસુના શા હાલ હશે તેનો વિચાર કરતો કરતો તાપણી આગળ ઉભો હતો.

**હું એ માણસને જાણતો નથી.**

મહેલના નોકરોમાંના કોઇએ પીતરને જોઇને કેવી રીતે તેને પુછ્યું કે "તું ઇસુનો મિત્ર છે, ખરું કે?" તે કહો. પીતરના મનમાં એમ હતું કે તેને ત્યાં કોઇ ઓળખતું નહિ હોવાથી તે સહીસલામત હતો, જેથી આ સાંભળીને રખેને તેઓ તેને પણ પકડે એવું માનીને તે એટલો બધો બીધો કે તેણે કહ્યું કે "હું એ વાતમાં કંઇ જાણતો નથી" ઇસુએ તેને કહ્યું હતું કે "તું મને નકારીશ" અને આ તેજ હતું. ત્યારે પીતર ઇસુને આપેલું વચન ભૂલી ગયો હતો. વળી તેણે ધાર્યું કે "આ લોકોએ મને ઓળખ્યો છે માટે મારે અહિં રહેવું સહીસલામત નથી." અને તે પરસાળમાં ગયો. તે ત્યાં ગયો કે તુરતજ તેને એક દાસી મળી. તેણીએ બીજાને શું કહ્યું તે કહો (૨૪; ૭૧). પીતરને પહેલાં કરતાં વધારે બીક લાગી અને તેણે ફરીને કહ્યું કે "હું એ માણસને ઓળખતો નથી." આ પછી તે ત્યાં એકાદ ઘડી બીજાની નજરે ન ચઢે તેવી રીતે ઉભો રહી શું થાય છે તે જોવાનો પ્રયત્ન કરે છે (લુક ૨૨; ૫૯). તેનો ચિતાર આપો, અને ત્રીજી વખત કેવી રીતે તેને ઓળખાવામાં અને તે ઇસુને નકારે છે તે કહો (૨૬; ૭૩, ૭૪). એજ પળે પીતરે કુકડાને બોલતો સાંભળ્યો. તુરતજ તેને થોડી વાર પહેલાં ઇસુની ચેતવણી, તેનું વચન, વગેરે જે બધું બન્યું હતું તે યાદ આવ્યું, અને તેજ પળે તેણે ઉંચું જોયું કે તેણે બારીમાંથી ઇસુને પાસે ઉભેલો જોયો અને તે એટલો બધો નજદિક હતો કે તેણે પીતરે કરેલા નકાર સાંભળ્યો પણ હશે. એ વખતે ઇસુએ પીતર તરફ જોયું, પણ તેની દૃષ્ટિમાં તે

વખતે ક્રોધ ન હતો પણ દયા અને દિલગીરી હતાં. તે વખતે પીતર એ સ્થાન છોડીને જાય છે તેનો ચિતાર કરો, અને તે વખતની તેના મનની લાગણીઓનો કંઇક ખ્યાલ કરો અને તે કેવા દુઃખથી રડયો તે કહો. ત્યારે ઈસુ પોતાના દુશ્મનો સાથે એકલોજ રહ્યો.

**વાત પછીનું થોડુંક.**

આ વાતનેજ પોતાની અસર કરવા દો. માત્ર પુરૂં કર્યા પહેલાં ઇસુના પ્રેમનું એકાદ ગીત ગાઓ.

**યાદ રાખવાનું વચન.**

અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે તેમ તું અમારાં ઋણો અમને માફ કર. માત્થી ૬ ; ૧૨.

---

### પાઠ ૩૦.

## ઈસુનું વધસ્તંભે જડાવું.

માત્થી ૨૭ ; ૩૫-૬૬.

**શિક્ષકનો અભ્યાસ.**

ઇસુની તપાસ એ છોકરાં માટેના આ અભ્યાસક્રમનો ભાગ નથી છતાં શિક્ષકે તેનો વિગતવાર વિચાર કરવો. તેને પહેલાં આનાસ પાસે અને પછી કાયાફાસ જે મુખ્ય યાજક હતો (યોહાન ૧૮ ; ૧૩, ૨૪) તેની પાસે લઇ જવામાં આવ્યો હતો. તે રાત્રે કાયાફાસની પાસે ઘણા યાજકો અને બીજા હતા (૨૬ ; ૫૭), છતાં રીતસર તપાસ તો તેમની પાસે સવારેજ થઇ હતી (૨૭ ; ૧). તેમણે તેને પીલાત પાસે મોકલ્યો (૨૭ ; ૫), તેણે તેને હેરોદ પાસે મોકલ્યો (લુક ૨૩ ; ૭), તે પાછો પીલાત પાસે આવે છે (લુક ૨૩ ; ૧૧), અને પીલાત તેને દેહાંતદંડની શિક્ષા આપે છે (૨૭; ૨૪-૨૬). આ બધું સવારના નવ વાગ્યા પહેલાં ખલાસ કરવામાં આવ્યું હતું (માર્ક ૧૫ ; ૨૫). આ રીતે ઇસુની પાંચ તપાસ થઇ હતી. તે દરેકમાં જે જે બીનાઓ બની તે ધ્યાનમાં લો. ઇસુએ વધસ્તંભ ઉપર જે સાત વચનો કહ્યાં અને તે ઉપર કેટલો કાળ જીવતો રહ્યો હતો તે ધ્યાનમાં લો (૨૭; ૪૫, ૪૬, ૫૦). યાજકોએ તેની કબર ઉપર જાપતો રાખવાનું કહ્યું તે પણ ધ્યાનમાં લો

(૨૭; ૬૨-૬૬). ઇસુએ પોતાના ઉત્થાન વિષે જે કંઇ કહ્યું હતું તે તેના શિષ્યો ભુલી ગયા હતા, તોપણ યાજકોને તે યાદ હતું.

**વાતનો આશય.**

ઇસુએ તેમને માટે આ પ્રમાણે મહા દુઃખ સહન કર્યું એ વાતનું જ્ઞાન પામવાની તૈયારી માટે છોકરાંના પ્રેમ અને સહાનુભૂતિ હજુ વધારે ઉંડાં કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છેલ્લા પાઠમાં આપણે ઇસુને તેના દુશ્મનોના હાથમાં એકલો જોયો હતો તે વાત યાદ કરાવો.

**શિક્ષા ઠરાવવામાં આવી.**

ઇસુના આ દુશ્મનોએ તેને ત્યાં આખી રાત રાખ્યો અને તેને અનેક પ્રશ્નો પુછ્યા, તેની મશ્કરી કીધી અને તેનું બને તેટલું અપમાન કર્યું. સવારમાં તેઓ તેને રૂમી સરસુબા પાસે લઇ ગયાં. જવાનું શું કામ હતું? જ્યારે કોઈ ખરાબ લોકોને પોલીસ પકડતા, ત્યારે તેમને એ સરસુબા પાસે લઇ જવામાં આવતા હતા અને એ તેમને સજા કરતો. છોકરાંને એ સમજાવો કે ઇસુના દુશ્મનોએ તેનું વાંકું બોલે એવા કેટલાક ખોટા સાક્ષીઓ ઉભા કર્યા હતા, અને આ લોકોએ તેના સંબંધમાં એવું કહ્યું કે જેથી તેને સજા ફરમાવવામાં આવે. કેવી રીતે પીલાતે તેને પ્રશ્નો પુછ્યા અને ઇસુએ કંઇ ખોટું કર્યું ન હતું એ વાતની તેને ખાત્રી થઈ હતી (૨૭; ૨૩, ૨૪). પણ જ્યારે તેણે લોકોને એ કહ્યું કે ત્યારે તેઓ બુમ પાડી ઉઠયા કે "તેને મારી નાખો" એ બધું કહો. પીલાતે લોકોની આ માગણીને વશ થઇ ઇસુને ક્રુસ ઉપર જડવાની સજા ફરમાવી ત્યારે જે બેશરમ અને ત્રાસદાયક દેખાવ ઉત્પન્ન થયો હશે તે સમજવામાં છોકરાંને સાહ્ય કરો.

**લઇ જવું.**

જ્યારે સરસુબાએ ઇસુને સજા ફરમાવી (૨૭; ૨૭, ૩૧) ત્યારે સીપાઈઓએ ઇસુને શું કર્યું તે કહો. તેને શહેરની બહાર લઇ જાય છે તેનો કંઇક ચિતાર આપો. તેઓ તેને શું કરવાના હતા? એ વખતમાં એ દેશમાં લોકોને મારી નાખવા માટે તેમને વધસ્તંભ ઉપર જડતા હતા! એ

કહો, અને તેઓ ઇસુને પણ એમજ જડવાના હતા. તેજ દિવસે બીજાં બે લુટારાઓને પણ એવીજ શિક્ષા કરવાની હતી. આ ત્રણ અપરાધી ઠરેલા માણસો પોતપોતાના ક્રુસ લઇ ચાલે છે અને સીપાઇઓ તેમને જોરથી ચલાવે છે એ વાતનો કંઇક ચિતાર આપો. ઇસુને આખી રાતનો ઉજાગરો હતો તેમ તેને બધી રાત સતાવ્યો હતો તેથી તે પોતાનો ક્રુસ ઉચકી શકે એવી સ્થિતિમાં ન હતો. આ કારણથી તેમણે રસ્તે ચાલતા કોઇ માણસ પાસે તેનો ક્રુસ ઉચકાવ્યો એવી રીતે તેઓ શહેરમાં થઇને બહાર એક નાની ટેકરી આવેલી હતી ત્યાં ગયા.

**ક્રુસે જડાવું.**

ઇસુને ક્રુસ ઉપર કેવી રીતે ખીલાથી જડયો હતો અને સીપાઇઓ એ ત્રણેય જણ મરી જાય ત્યાં સુધી રાહ જોતા તેમની પાસે કેવી રીતે બેઠા હતા એ વર્ણવો. ત્યાં લોકાની જે મેદની જોવા માટે મળી તે વિષે કહો અને ખાસ કરીને ઇસુના મિત્રાનું નાનું મંડળ વર્ણવો (યોહાન ૧૯; ૨૫-૨૭). જ્યારે ઇસુએ પોતાની મા ત્યાં જોઇ ત્યારે તેણે યોહાનને કહ્યું કે "તું મારી માને સંભાળજે અને તેને દિલાસો આપજે" એ વખતે પણ તે પોતાના કરતાં પોતાના મિત્રો વિષે વધારે કાળજી રાખતો હતો. ત્યાર પછી ઇસુએ કહ્યું કે "બધું પુરૂં થયું છે" અને જ્યારે સીપાઇઓ તેને જોવા આવ્યા ત્યારે તેમને તેનો પ્રાણ નીકળી ગએલો માલુમ પડયો.

**દટાયો.**

ત્યારે ઇસુના મિત્રામાંનો એક જે આ બધું જોઇ રહ્યો હતો તે સરસુબા પાસે ગયો અને તેને પુછ્યું કે, "કૃપા કરીને તમે મને ઇસુનું શરીર ક્રુસ પરથી લઇ દાટવા માટે આપશો?" સરસુબાએ કેવી રીતે રજા આપી તે કહો અને દફનક્રિયા વર્ણવો (૨૭; ૫૯, ૬૦). ઇસુના મિત્રા તે સાંજે ઘેર જાય છે તેનો ચિતાર આપો.

**વાત પછીનું થોડુંક.**

૧ પીતર ૩; ૧૮ વાંચો અને ઇસુના મૃત્યુ વિષે પીતરે આ પાછળથી લખ્યું હતું તે કહો. વધારે કહેવાની જરૂર નથી. માત્ર એટલોજ વિચાર બાળકોને કરવા દો.

યાદ રાખવાનું વચન.

તેણે મારા પર પ્રેમ કીધો અને મારે સારૂ પોતાને આપ્યો. ગલા. ૨; ૨૦.

---

પાઠ ૩૧.

## મૃત્યુ પામેલાઓમાંથી ઈસુને પાછો ઉઠાડવામાં આવ્યો.

માત્થી ૨૮; ૧-૧૫.

**શિક્ષકનો અભ્યાસ.**

ઉત્થાનને દિવસે જે બધું બન્યું તેની એક ચોક્કસ નોંધ ચારેય સુવાર્તાને ધ્યાનપૂર્વક વાંચી કરો. (૧) દૂતનું દેખાવું ધરતીકંપ અને પત્થરનું ખસી જવું (માત્થી ૨૮; ૨-૪): (૨) સ્ત્રીઓનું કબર પાસે આવવું: તેઓ કોણ હતી તે ધ્યાનમાં લો (માત્થી ૧૮; ૧, ૫, ૮: માર્ક ૧૬; ૧-૮: લુક ૨૪; ૧-૧૧). તેમનો ત્યાં જવાનો હેતુ ઇસુની લાસમાં સુગંધીઓ ભરવાનું જે કામ દફનક્રિયાની રાત્રે શરૂ થયું હતું પણ હજુ સુધી અધુરૂં રહ્યું હતું તે પુરૂં કરવાનું હતું (યેહાન ૧૯; ૩૯: લુક ૨૩; ૫૬: માર્ક ૧૬; ૧): સુગંધીઓ કોણે પુરી પાડી હતી તે ધ્યાનમાં લો (યોહાન ૧૯; ૩૯). (૩) પીતર અને યોહાન તે કબર પર જાય છે (લુક ૨૪; ૧૨. યેહાન ૨૦; ૩-૧૦). (૪) કબર પર મરિયમ માગદાલેણ એકલી હતી ત્યારે ઇસુ પોતાનું પહેલી વારનું દર્શન આપે છે (માર્ક ૧૬; ૯-૧૧: યેહાન ૨૦; ૧૧-૧૮). (૫) સ્ત્રીઓની ટોળીને દર્શન (માત્થી ૨૮; ૯, ૧૦). (૬) ચોકીદારોએ આપેલી ખબર (માત્થી ૨૮; ૧૧-૧૫). (૭) પીતરને દર્શન (લુક ૨૪; ૩૪: ૧ કરીંથીઓ ૧૬.; ૫). (૮) એમ્માસના રસ્તા પર દર્શન (માર્ક ૧૬; ૧૨, ૧૩: લુક ૨૪; ૧૩-૩૫). (૯) શિષ્યોની સંગતને સાંજે દર્શન (માર્ક ૧૪; ૧૪-૧૮: લુક ૨૪; ૩૬-૪૮. યેહાન ૨૦; ૧૯-૨૩). તેમનો અવિશ્વાસ ધ્યાનમાં લો: તેમના પ્રત્યેકે જ્યાં સુધી નજરે જોયું નહિ ત્યાં સુધી માન્યું નહિ (માર્ક ૧૪; ૧૧, ૧૩: લુક ૨૪; ૧૧). પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં પ્રેરિતોના ઉપદેશમાં ઉત્થાન વિષે કેટલું બધું કહેવામાં આવે છે તે ધ્યાનમાં લો. તેમના ધર્મપ્રચારના

કાર્યમાં આ વાતથીજ તેમને શક્તિ મળેલી હતી. આપણું આજનું વાચન માર્થીએ આપેલો હેવાલ છે તેથી આપણે છોકરાં માટે તેના આધારે વાત કરીશું, અને પેલી સ્ત્રીઓ સવારમાં કબર પાસે ગઇ હતી અને ઇસુ તેમને થોડા વખત પછી દેખાયો એમ વિષેજ માત્ર કહીશું.

**વાતનો આશય.**

છોકરાંને ઇસુ જીવતો છે એ બતાવવાનો, અને એ વાતથી શિષ્યોને જેમ આનંદ થયો હતો તેમ તેમને પણ થાય એમ કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆનો પાઠ બહુ દિલગીરીભરેલો હતો, ખરૂં કે? એ આખો પાઠ ફરી તપાસી જોવાની જરૂર નથી, પણ છોકરાં પાસેથી જે વાત કઢાવવાની છે તે એજ છે કે ઇસુ મરી ગયો હતો અને તેને દફનાવવામાં આવ્યો હતો.

**દિલગીર મિત્રો.**

તેની મા કેટલી દિલગીર થઇ હશે તેનો વિચાર કરો, અને તેના મિત્રોને પણ. ઇસુને તેઓ સહુ બહુજ ચહાતાં હતાં, અને હવે તે મરી ગયો હતો અને વળી તેનું મૃત્યુ આવી ઘાતકી રીતે કરવામાં આવ્યું હતું. તેના વિના તેઓ શું કરી શકે તેમ હતું? તમારો સારામાં સારો મિત્ર કોણ છે? ધારો કે એ મરી જાય તો તમને દિલગીરી લાગે કે ન લાગે? એ પ્રમાણે એ આખા સાબ્બાથના દિવસે ઇસુના મિત્રો દિલગીર રહ્યા હતા અને તેઓ તેમના પર આવી પડેલી આ મોટી આફત સિવાય બીજી કશી વાતનો વિચાર કરી શકતા ન હતા. તેમની દિલગીરી કંઇક અંશે છોકરાં અનુભવે તેમ કરો.

**ભયભીત થએલી સ્ત્રીઓ.**

ઇસુના મિત્રોએ તેની લાસ ઉતાવળમાં દાટી હતી. જેથી તેના સંબંધમાં જે કંઇ કરવું જોઇએ તે બધું થયું ન હતું. આ કારણથી સાબ્બાથવાર પછી બીજે દિવસે સવારમાં કેટલીક સ્ત્રીઓ જે તેની શિષ્યેણો હતી તે તેની કબર પાસે ગઇ. એ દિલગીરીમાં ડુબી ગએલી સ્ત્રીઓ સવારે વહેલી ઉઠીને નીકળી હતી: તેમના હાથમાં નાનાં નાનાં સુગંધીઓનાં પોટલાં

હતાં: તેઓ શહેરમાં ઉતાવળી ચાલતી હતી અને દરવાજો ઉઘડ્યા પહેલાં ત્યાં પહોંચી ગઇ હતી: કદાપિ તેમણે દરવાનને દરવાજો ઉઘાડવા વિનંતી પણ કરી હતી: દરવાજો ઉઘડયા પછી તેમણે મેદાન ઓળંગ્યું હતું અને પ્હોર ફાટતો હતો તેવામાંજ તેઓ વાડીએ પહોંચ્યાં હતાં: એ બધી વાતનો બરાબર ચિતાર આપો. તેમણે કબર ઉપર મુકવામાં આવેલા મ્હોટા પત્થર વિષે વાતો કરી હશે અને એ કેમ ખસેડાયો એના સંબંધમાં તેમને શંકા થઇ હશે. પણ તેથી જ્યારે કબરની નજદિક આવ્યાં ત્યારે તેમણે તે પત્થર ખસેડેલો જોયો, અને તેમણે વધારે બારીકીથી જોયું તો તેમને તેના પર કોઇ બેઠેલું નજરે પડયું. આથી તેમને કેવું આશ્ચર્ય થયું હશે તેનો ખ્યાલ કરો. એ કોણ હશે? એ એવું કોઇ હતું કે જેને તેઓ ઓળખતા ન હતા અને તેમને બહુ બીક લાગવા માંડી. તેમને ખબર છે કે એ કોણ હતું? એ એક દેવનો દૂત હતો. તે દૂતે તેમને શું કહ્યું તે કહે, અને તેઓ કબરની નજદીક જાય છે અને તેમને બહુ બીક લાગે છે છતાં તેઓ શું થયું છે એ જાણવા આતુર છે એ બધાનો ચિતાર આપો. તેઓ તેની પાસે જાય છે અને અંદર જુએ છે એનો ખ્યાલ કરો. ખરેખર, તે કબર ખાલી હતી, જોકે તેમણે ઇસુને એજ કબરમાં દટાતો જોયો હતો. આનો અર્થ શો સમજવો? દૂતે કહ્યું કે, "તે જીવતો છે, તમે શહેરમાં જલદી જાઓ અને તેના મિત્રોને એ વાત કહો." એથી તેમને કેવું આશ્ચર્ય થયું હશે? તમને એમ લાગે છે કે તેમણે પેલા દૂતનું કહેવું માન્યું હશે? વારૂ, કબર ખાલી હતી, જેથી કંઈજ તો થયુંજ હતું. પણ તે જીવતો કેમ હોઇ શકે?

**ઉઠેલો પ્રભુ.**

હવે તેમણે શું કરવું? દૂતે તેમને જે કહ્યું હતું તે તે તેમણે કરવુંજ જોઇએ. એ લોકો મેદાન ઉપર થઇને પાછાં શહેરમાં જાય છે તેનો ચિતાર કરો, અને તેઓ જતાં જતાં શું વાતો કરતાં હશે તેનો ખ્યાલ કરો, પણ કદાચિત્ તેઓ કંઇ બોલતાં ન હતાં. તેઓ એવી ઉતાવળથી ચાલતાં હતાં અને તેમનાં હૈયાં એવાં ભરાઇ ગયાં હતાં કે તેઓ એક શબ્દ પણ બોલી શકે તેમ ન હતું. તમે તે વખતે શું કર્યું હોત? તેઓ આમ જાય છે. કોઇ એક તેમની પાસે હતો અને તેણે તેમને કહ્યું કે, "તમ સહુને

સલામ!" તેના એ શબ્દો સાંભળી તેમણે તેને ઓળખ્યો. એ તો ઈસુજ હતો. ત્યારે એ ખરૂંજ હતું કે તે જીવતો છે. તે વખતે તમારા ધારવા પ્રમાણે તેમણે શું કર્યું હશે? તેમણે જે કર્યું તેનો બરાબર ચિતાર આપો, અને તેણે તેમને શું કહ્યું તે કહો. હવે ઇસુનો પોતાનો સંદેશો તેમને તેના મિત્રો પાસે લઇ જવાનો હતો. તે વખતે તેમને મનમાં કેવું થયું હશે? અને તેઓ કેવી ઝડપથી ગયાં હશે? તેમણે કોણ વહેલું જાય છે એ જોવા માટે હોડ તો બાંધી નહિ હોય? ઇસુ જીવતો છે એ વધામણી આપવાને તેઓ આટલી બધી આતુર હતી.

**વાત પછીનું થોડુંક.**

જો આપણે સહુ આ સ્ત્રીઓની માફક કરીએ અને ઇસુ જીવતો છે એ અદ્ભુત વાત બીજા કોઇને કરીએ તો તે ઘણુંજ સારૂં કહેવાય. તેના મિત્રો કેવા ખુશી થયા હતા તે વિચારો. અને આપણે પણ ખુશી છીએ; ખરૂં કે?

**યાદ રાખવાનું વચન.**

પ્રભુ ખરેખર ઉઠ્યો છે. લુક.૨૪; ૩૪.

---

**પાઠ ૩૨.**

## ઈસુ સ્વર્ગે જાય છે.

લુક ૨૪; ૫૦-૫૩. પ્રેરિતોનાં કૃત્યો ૧; ૧-૧૨.

**શિક્ષકનો અભ્યાસ.**

"ચારેય સુવાર્તાઓનો આખરનો ભાગ શિક્ષક ધ્યાનપૂર્વક સરખાવે તો તેથી તેને લાભ થશે. માત્થી ગાલીલમાં સોંપવામાં આવેલા મોટા કાર્ય વિષેજ માત્ર કહે છે; માર્ક થોડામાં ઘણું કહીને આખર આટલુંજ કહે છે કે 'તે ઉપર લેવાયો હતો' (૧૬; ૧૯). યોહાન સ્વર્ગારોહણની વાત કરતોજ નથી. માત્ર લુકજ એ સ્થાનનું નામ આપે છે, અને પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં વાદળાં અને દૂતે આપેલા વચનની વાત કરે છે (૧; ૧-૧૧). વળી તે એકલો ચાળીસ દિવસની વાત કરે છે. પ્રેરિતોનાં કૃત્યો ૩; ૨૧ અને યોહાન ૧૬; ૭ વગેરે વાંચો. ખ્રીસ્તનું જવું

એ જરૂરતું હતું, પણ તેનું પાછું આવવું એ પણ જરૂરતું છે. તેણે પોતાના શિષ્યોને જે કામ સોંપ્યું હતું તે ઘણું સાદું હતું: 'તમે મારા સાક્ષી થાઓ'. બાઇબલની પ્રત્યેક વાતમાં આપણો પરમ આશય તેજ થાઓ" (હન્ટલી) ચાળીસ દિવસમાંના છેલ્લા દિવસથી આપણો આજનો પાઠ શરૂ થાય છે. ગયા અઠવાડીઆના પાઠ અને આ પાઠ વચ્ચે શિષ્યો ગાલીલમાં ગયા હતા. હવે આપણે તેમને યરૂશાલેમમાં પાછા જોઇએ છીએ. નકશામાં બેથાનીઆ અને જૈતુનનો પહાડ ફરીથી જુઓ. તેમને અહિં થોભવાનું ફરમાવવામાં આવ્યું હતું (કૃત્યો ૧; ૪). "બાપના વચન" માટે જુઓ યોહાન ૧૪; ૧૬, ૧૭. શિષ્યોએ પુછેલો બેવડો પ્રશ્ન ધ્યાનથી તપાસો (કૃત્યો ૧; ૬). "ક્યારે?" "શું તું?"—અને તેનો બેવડો ઉત્તર "તે કાળ ગુપ્ત છે" (૧; ૭), "હું નહિ પણ તમે" (૧; ૮). આ તેમની જવાબદારી હતી એ વાત તેઓ સમજ્યા ન હતા. આ વખતે કેટલા બધા શિષ્યો થયા હતા તે ધ્યાનમાં લો (૧; ૧૫)—ગાલીલમાં ૫૦૦ ભેગા થયા હતા (૧ કરીંથીઓ ૧૫; ૬). આટલા બધા લોકોએ સ્વર્ગારોહણ જોયું હોય એ અસંભવિત છે.

**વાતનો આશય.**

ઇસુ ખ્રીસ્ત જીવે છે એ વાત છોકરાંના મનમાં વિશેષ પ્રમાણમાં ઠસાવવાનો છે.

**છોકરાંને માટે.**

પ્રસ્તાવના.—ગયા અઠવાડીઆની વાત તમે કેટલાકને કહી છે? પેલી બાઇઓને તેમણે ઇસુને જોયો હતો એવું ઇસુના મિત્રો પાસે જઇને તેમને કહેવાનું ઇસુએ કહ્યું હતું એ તમને યાદ છે? તમને એમ લાગે છે કે પેલી સ્ત્રીઓએ એમને એ વાત કરી ત્યારે તેમણે એ માની હશે? વારૂ, ઘણુંકરીને એમને એ માનવું મુશ્કેલ લાગ્યું હશે. પણ તુરતજ તેમણે એ વાત ખરી છે એ જાણ્યું, કારણ કે ઇસુ તેમને દેખાયો. તે એકજ વાર દેખાયો એમ નહિ, પણ ઘણી વાર અને ઘણે ઠેકાણે દેખાયો અને તેણે તેમની સાથે વાતો પણ કરી. આથી સહુને ખાત્રી થઇ કે ઇસુ જીવતો છે.

બેથાનીઆમાં જવું.

ઇસુ કબરમાંથી બહાર નીકળ્યો હતો ત્યાર પછી ચાળીસ દિવસની આખરે તેના કેટલાક મિત્રો આ બધી બિનાઓ વિષે વાતો કરતા શહેરમાં કોઇએક સ્થાને મળ્યા હતા. ત્યાં એકાએક ઇસુ તેમની પાસે આવ્યો, અને તેણે કહ્યું કે "આપણે સહુ સાથે બેથાનીઆ જઇશું?" હવે આ જગ્યા એક એવું સ્થાન હતું કે તેઓ સહુ સાથે ઘણી વાર રહેલા હતા, તેથી તેઓ ત્યાં જવા ખુશી હતા. ત્યાં જનારાઓમાં તમારા ધારવા પ્રમાણે કોણ હતા? એ બાળકોનેજ કહેવા દો અને તેઓ બજારમાં થઇને અને તેમના સુંદર મંદિર પાસેથી નીકળી શહેરના નાના મોટા દરવાજેથી બહાર નીકળે છે તેનો ચિતાર આપો. તેઓ શહેરની બહાર આવ્યા ત્યારે ઇસુ તેમની પાસે ફરીને કેવી રીતે આવ્યો તેનો ખ્યાલ કરો. અને તેમણે પરસ્પર જે વાતચીત કરી તે કહો. ઇસુને એક પ્રશ્ન પુછવાની તેમને બહુ ઇચ્છા હતી. તેઓ એમ માનતા હતા કે તે એક રાજા થવાનો છે, અને હવે તે મરી ગયો હતો છતાં પાછો જીવતો થયો હતો એટલે તે રાજા થશે એમ તેઓ નક્કી માનતા હતા. એટલે આજે તેઓ મેદાન ઉપર ફરતા હતા ત્યારે તેમણે તેને પુછયું કે "પ્રભુ ઇસુ, તું કયારે રાજા થઇશ?" ત્યારે તેણે જવાબ વાળ્યો કે "હું રાજા થવાનો છું, પણ કયારે થઇશ તે કહી શકતો નથી, કારણ કે એ વાત ઇશ્વરે ગુપ્ત રાખી છે. અને હું પોતાને રાજા કરવાનો નથી. તમે મને રાજા કરો એ મારે જોઇએ છે. તમે સર્વ ઠેકાણે જાઓ અને મારે વિષે લોકોને કહો એટલે તેઓ મને રાજા કરવા ઇચ્છશે અને ત્યારે હું ખરો રાજા થઇશ." આથી તે શિષ્યોને બહુ નવાઇ લાગી અને તેમણે ધાર્યું કે "ઇસુને વિષે સહુને કહેવું એ એક બહુ મોટું કામ છે અને તે આપણને સોંપવામાં આવ્યું છે. એનો અર્થ એ છે કે આપણે આ વાત આપણા પોતાના દેશના લોકોને કહેવી એટલુંજ નહિ, પણ પૃથ્વીના ચારે ખુણા ઉપર પહોંચાડવી; યૂરોપ, આફ્રિકા, હિંદુસ્તાન વગેરે સર્વ દેશોમાં એ વાત જવી જોઇએ." તમને એમ નથી લાગતું કે રાજાઓમાં સહુથી શ્રેષ્ઠ ઇસુ થાય? તેનાં જે કાર્યો આ વાત સૂચવતાં હોય તે છોકરાંનેજ કહેવા

દો. તેઓ જૈતુનના પહાડ ઉપર થઈને બેથાનીઆ જાય છે તેનો ચિતાર આપો, અને બેથાનીઆના લોકો ઇસુને ફરીથી જોઇને કેટલા ખુશી થયા હતા તે કહો. એ બધું મંડળ અને તેમની સાથે ઘણુંકરીને જોડાયલા બેથાનીઆમાંના પણ કેટલાક લોક ટેકરી ઉપર ફરીથી ચઢે છે એનો ખ્યાલ કરો. એ વખતે એમને મનમાં કેવું થયું હશે?

**પ્રભુ જાય છે.**

જ્યારે તેઓ ટેકરી ઉપર ગયા અને ઇસુ તેમની સાથે વાત કરતો હતો તેવામાં તેમને એકાએક માલુમ પડયું કે તે તેમની સાથે જમીન ઉપર ઉભો ન હતો. તે ઉંચો ઉંચો ચઢતો ગયો અને આખરે તેમને દેખાતો બંધ થયો એ ચિતાર તમારા મનમાં ખડો કરો (કૃત્યો ૧ : ૯). અને તેઓ તેને જોતાજ રહ્યા તોપણ તે તેમની નજર બહાર ચાલ્યો ગયો. તમારા ધારવા પ્રમાણે ત્યારે શું થયું હશે? તે ઇશ્વર પાસે સ્વર્ગમાં સીધો ગયો હતો. એ શિષ્યોને તે વખતે જે આશ્ચર્ય થયું હશે તેનો અનુભવ છોકરાંને કંઇક અંશે કરાવો, અને તેઓ બીજી કોઇ પણ વસ્તુનો વિચાર કર્યા વગર આકાશ તરફજ જોતા રહ્યા હતા તેનું વર્ણન કરો.

**દૂતનો સંદેશો.**

પણ એકાએક તેમની પાસે કોઇ બોલતું તેમણે સાંભળ્યું. એ બોલનાર તેઓમાંનો કોઇ ન હતો. એ કોઇનો નવો સાદ હતો અને તેણે જે કહ્યું હતું તે આ હતું: "તમે બધા ઉભા ઉભા આકાશમાં શું જુઓ છો?" આ સાંભળી તેમણે આજુબાજુ જોયું તો તેમણે ત્યાં બે નવા માણસો ઉભેલા દીઠા. તેમનું વર્ણન કરો અને તેઓ કોણ હતા તે કહો (૧ ; ૧૦). ઇસુ સ્વર્ગમાં પાછો ગયો હતો અને તેણે એ બે દૂતોને પોતાના મિત્રો માટે એક સંદેશો લઇને મોકલ્યા હતા. એ સંદેશો શો હતો તે કહો (૧ ; ૧૧) અને છોકરાં એ સમજે તેમ કરો. ત્યાર પછી તે દૂત પણ સ્વર્ગે પાછા ગયા. આથી શિષ્યો એકલા રહ્યા અને તેમને તે શહેરમાં પોતાના ઉતારે ઇસુ વગર જવું પડયું હતું. તે વખતે તેઓ દિલગીર હશે કે ખુશી હશે? તેમના મનમાં તે વખતે એ બન્ને ભાવનું જે મિશ્રણ થયું હશે તે છોકરાંને કંઇક અંશે સમજાવો

(લુક ૨૪; ૫૨). તેઓ ઘેર જતાં જતાં શું વિચાર કરતા હશે, તેમણે શું કામ કરવું, સ્વર્ગનું રાજ્ય કેમ ફેલાવવું, ઈસુ પાછો ક્યારે આવશે—વગેરેનો ખ્યાલ કરો. તેમણે કહ્યું કે, "આપણે જલદી જલદી ઇસુને વિષે સહુ કોઇને કહેવું, એટલે જ્યારે તે પાછો આવે ત્યારે બધા લોકો તેને પોતાનો રાજા બનાવે." તે હજુ પાછો આવ્યો નથી અને ઘણા લોકોએ તેને વિષે કંઇ પણ સાંભળ્યું નથી એ સમજાવો.

**વાત પછીનું થોડુંક.**

તમને એમ લાગે છે કે તમારાં જેવાં નાનાં છોકરાં આ કાર્યમાં મદદ કરી શકે છે? હા, તમે એ કામમાં મદદ આપી શકો છો અને ઇસુ એ ઇચ્છે છે. તમે કઇ રીતે મદદ આપી શકો? સાબ્બાથશાળામાં તમે તેને વિષે જે કંઇ સાંભળો તે બીજાને કહીને, અને તમારી સાથે બીજાં નાનાં છોકરાંને આ શાળામાં લાવીને. તમે બીજાં છોકરાંને આવતે અઠવાડીએ લાવશો કે?

**યાદ રાખવાનું વચન.**

ઇસુએ કહ્યું કે હું તો તમારે કાજે જગ્યા તૈયાર કરવાને જાઉં છું. યોહાન ૧૪; ૨.

# ૭. સ્વર્ગની વાતો.



## પાઠ ૩૩.

## યોહાને સ્વર્ગમાં શું જોયું.

પ્રકટીકરણ ૨૧; ૧-૨૨; ૫.

**શિક્ષકનો અભ્યાસ.**

બાઇબલમાં કે બાઇબલની બહાર પ્રકટીકરણમાંના આ બે અધ્યાયમાં ભવિષ્ય જીવનને લગતાં ચિત્રોમાં સુંદરમાં સુંદર ચિત્ર આપવામાં આવ્યું છે. શિક્ષકે એ બન્ને અધ્યાય ધ્યાનપૂર્વક વાંચવા જેથી તેને એમાં રહેલું રહસ્ય સમજાય. તેમાં રહેલું બધું પવિત્ર, નિર્મળ, સુંદર અને આત્માને તૃપ્તિ આપે એવું છે. એ વર્ણનમાં જે ઉત્કર્ષવાચક અને અભાવસૂચક શબ્દો છે તે ખાસ ધ્યાનમાં લો. એમનું કારણ ૧૧; ૫માં આપવામાં આવ્યું છે અને તે એ છે કે ત્યાં "સર્વ વસ્તુઓ નવીન છે." આથી કરીને યોહાને જે કંઇ ત્યાં જોયું તે તેને સાધારણ ભાષામાં સમજાવવું મુશ્કેલ થઇ પડયું હતું. સ્વર્ગીય વસ્તુઓનું વર્ણન કરવા માટે તેને પૃથ્વીની સર્વોત્તમ વસ્તુઓની ઉપમા આપવાની જરૂર પડી હતી (૨૧; ૧૧-૨૧). ત્યાં જે જુદી જુદી જાતનાં જવાહીરની વાત કરવામાં આવી છે તે બધાં શિક્ષક પોતે જાણતાં નહિ હોય. એ જવાહીર અનેક રંગનાં છે—ધોળાં, ચકચકતાં, આસમાની, લીલાં, રાતાં, સોનેરી, જાંબુંડાં, વગેરે વગેરે. યાસપીસ એ ઘણું કરીને હીરા છે. આ સંબંધમાં યશાયાહ ૪૪; ૧૧, ૧૨ વાંચો. તેને અભાવસૂચક શબ્દોજ વાપરવા પડયા હતા, કારણકે જે વસ્તુઓ તે પૃથ્વીપર જોતો હતો તે તેણે ત્યાં જોઇ ન હતી. આ અધ્યાયમાં આપેલી જે વસ્તુઓ ત્યાં ન હોય તેની એક ટીપ બનાવો. પ્રભુને બધી થઇને સાત વાર હલવાન કહેવામાં આવેલ છે તે ધ્યાનમાં લો. આ શબ્દથી તે નમ્ર, મૃદુ અને જે પાપીનો મિત્ર છે એવો વધસ્તંભે જડાએલો પ્રભુ તરીકે ઓળખાવવામાં આવેલ છે, સરખાવો ૫; ૫, ૬. યોહાન

૧૪; ૧-૩માં આપવામાં આવેલા પ્રભુ ઇસુના શબ્દો. આમાં જે કોમળ અંગત ભાવ જોઇએ તેની પૂરવણી કરે છે, અને તે એ છે કે આ બધી અદ્ભુત વસ્તુઓમાં આપણ સહુને માટે જે પ્રભુ આપણામાંના પ્રત્યેકને જાણે છે અને જે પોતે ત્યાં હાજર છે તેણે એકેક જગ્યા તૈયાર કરી રાખી છે.

**વાતનો આશય.**

સ્વર્ગે જવાની ઇચ્છા ઉત્તેજિત કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆનો પાઠ અને ખાસ કરીને એ વાત કે ઘણા લોકોએ ઇસુને જતો જોયો હતો પણ તે કયાં ગયો તે કોઇએ જાણ્યું ન હતું એ યાદ કરાવો. પણ ઘણાં વર્ષ પછી યોહાને એ જાણ્યું હતું. યોહાન કોણ હતો એ છોકરાંને યાદ છે?

**નગરનું દર્શન.**

યોહાનને કંઇક સ્વપ્ન જેવું આવ્યું હતું, જોકે તે જાગૃત હતો અને તેણે એક અતિ અદ્ભુત સ્થાન જોયું હતું. એ નગરનાં ખાસ લક્ષણો—તેની દિવાલ અને તેના પાયા (૨૧; ૧૮, ૧૯), તેના દરવાજાઓ અને શેરીઓ (૨૧; ૨૧), અને તેની નદી (૨૨; ૧)—એ બધાંનું આબેહૂબ વર્ણન કરો. વળી નદી આગળ બધી જાતનાં સુંદર ફળઝાડ ઉગેલાં હતાં. છોકરાંને જુદી જુદી જાતનાં ફળનાં નામ લેવા દો અને તેમને કયાં ફળ સહુથી વધારે ભાવે છે તે કહેવા દો. યોહાને સ્વર્ગમાં સારામાં સારાં ફળ જોયાં હતાં. જે રાજ્યાસન ઉપર ઇશ્વર બિરાજી રહ્યો હતો તે વિષે કહો (૨૨; ૩).

**યોહાને જે લોકો જોયા તે.**

યોહાને સહુથી પહેલાં ઇસુનેજ જોયો. તે યોહાને તેને પૃથ્વી પર જોયો હતો તેવોજ હતો, અને ફેર માત્ર એટલો હતો કે તે અત્યારે પૂર્ણ રીતે ઉજ્વળ અને સૂર્યની માફક પ્રકાશી રહ્યો હતો. સાબ્બાથશાળામાં છોકરાંએ જેમનાં નામ સાંભળ્યાં હોય તેમાંના કોણ કોણ ત્યાં હતા એ છોકરાંને કહેવા દો, અને એ ઉપરાંત

ત્યાં બીજા ઘણા લોકો હતા. એમના સંબંધમાં યોહાને જે કંઈ ખાસ ધ્યાનમાં લીધું તે એ હતું કે તેઓ બધા બહુ સુખી હતા. કોઇએ કહ્યું કે, "અમારા સ્વર્ગીય બાપ ઇશ્વરે અમારાં આંસુ લુછી નાખ્યાં છે." ત્યાં છોકરાં પણ હતાં. તમારા ધારવા પ્રમાણે એ બધાં શું કરતાં હતાં? (ઝખાર્યાહ ૮; ૫). એવી સુંદર નદીની પાસે સોનાની શેરીઓમાં રમતાં છોકરાંને કેવો આનંદ થતો હશે!

**જે વસ્તુઓ યોહાને ત્યાં જોઇ ન હતી તે.**

જે વાત ઉપર યોહાનનું ધ્યાન પહેલવહેલાં ખેંચાયું હતું તે એ હતી કે ત્યાં કોઇ રડતું ન હતું—ત્યાં આંસુજ ન હતાં. વળી કોઇએ કહ્યું કે, "અહિં કોઇ નથી માંદું પડતું કે નથી મરી જતું." છોકરાં કેટલીક જાતના મંદવાડનાં નામ આપી શકે છે? તમારા ગામમાં કદી કોઇ મરી ગયું છે? એ મરી ગએલા માણસની લાસને લોકો શું કરે છે? જ્યારે ઇસુ મરી ગયો ત્યારે લોકોએ તેની લાસ દાટી હતી, પણ તે જીવતો થયો હતો અને એવા સ્વર્ગે ગયો છે કે જ્યાં કોઇ કદી મરતું નથી. યોહાનને બીજી વાત માલુમ પડી તે એ કે સ્વર્ગમાં કદી પણ અંધારૂં થતું નથી—ત્યાં રાત્રિજ નથી. તમને એમ લાગે છે કે એ બહુ મજાનું હોય? જો રાત્રિજ ન હોય તો લોકો આરામ કે ઉંઘ ક્યારે લે? વળી યોહાનને માલુમ પડયું કે ત્યાં કોઇ કદી પણ થાકતું નથી, એટલે ત્યાં સુવા માટે રાત્રિની જરૂર પડતી નથી. ઉપરાંત તેને ત્યાં કોઇ ભુંડા માણસો કે ભુંડી વસ્તુઓ માલુમ પડી નહિ. ત્યાં બધા લોકો સુખી છે એનું કારણ એજ છે, અને એ પણ છે કે ઇસુ સદા તેમની સાથે છે.

**વાત પછીનું થોડુંક.**

સ્વર્ગ વિષે એકાદ ગીત ગાઓ.

**યાદ રાખવાનું વચન.**

મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે...હું તો તમારે કાજે જગ્યા તૈયાર કરવાને જાઉં છું. યોહાન ૧૪; ૨.

---

પાઠ ૩૪.

## એક લગ્નની મિજબાની વિષે ઈસુએ કહેલી વાત.

માત્થી ૨૨; ૧-૧૪.

**શિક્ષકનો અભ્યાસ.**

જે વખતે આ દૃષ્ટાંત કહેવામાં આવ્યું હતું તે પ્રસંગ બરાબર યાદ કરો. એ ઇસુના જીવનના છેલ્લા અઠવાડીઆ દરમ્યાન આવ્યો હતો, અને એ વાત મંદિરના ચોગાનમાં ભેગી થએલી મેદની જેમાં કેટલાક ફરોશીઓ પણ હતા તેને કહેવામાં આવી હતી. એ ફરોશીઓને એ વાતમાં શો પાઠ લેવાનો હતો? એ દૃષ્ટાંતમાં રહેલું શિક્ષણ વિચારો. પરોણાઓ જ્યારે આવ્યા ત્યારે તેમની કાંઇ તપાસ કરવામાં આવી ન હતી; એ વખતે બધાનો સત્કાર કરવામાં આવ્યો હતો, પણ પાછળથીજ તેમની પરીક્ષા ઉંચા ધોરણસર કરવામાં આવી હતી. ખ્રીસ્તી જીવનનું પણ આજ પ્રમાણે છે. એ દેશના રીતરિવાજ મુજબ પરોણાએ લગનના પ્રસંગમાં સારાં કપડાં પહેરી આવવું જોઈતું હતું, અને દૃષ્ટાંત ઉપરથી એમ જણાય છે કે જેને ઘેર આવો પ્રસંગ હોય તે માણસ પરોણાઓ એ પ્રમાણે કરશે એમ આશા રાખતો હતો. છોકરાં માટે આવાં દૃષ્ટાંત કંઇ બહુ યોગ્ય નથી, કારણકે તેનો અર્થ અમુક અંશે ગુહ્ય હોવાથી તેઓ તે સહેલાઇથી સમજી શકતાં નથી. પણ કોઇ કોઈ દૃષ્ટાંત એવાં છે કે જેનો સાર થોડા કે વધારે અંશે સરળ રીતે સમજી શકાય એવો હોવાથી છોકરાં તે એકદમ સમજી શકે છે. શિક્ષકે કોઇ પણ દૃષ્ટાંતનો વધારે ગુહ્ય અર્થ સમજાવવાનો પ્રયત્ન કરવો નહિ, કારણ કે તેમ કરવાથી છોકરાં ગુંચવાડામાં પડી જાય છે અને પાઠનું પરિણામ કંઇ આવતું નથી.

**વાતનો આશય.**

સ્વર્ગમાં કેવા લોકો જાય છે તે બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆની વાત અને યોહાને સ્વર્ગમાં કેવા લોકો જોયા હતા તે યાદ કરાવો. ઈસુએ એક વખત લોકોની એક મોટી મેદની આગળ એક વાત કરી, જેમાં સ્વર્ગે કોણ જઈ શકે છે એ વિષે કંઇ કહેવામાં આવ્યું હતું. તે વાત આ છે.

**તૈયારી.**

આગળ ઉપર એક રાજા હતો જેને એક દીકરો હતો. આ દીકરો મોટો થતાં તેને પરણાવવાનો વખત આવ્યો. એ રાજા અતિ ધનવાન હોવાથી તેણે તે પ્રસંગે મોટી મિજબાની કરવાનું ધાર્યું, અને તેમાં તેણે ઘણા લોકોને આમંત્ર્યા. તમે કદી લગ્નની મિજબાનીમાં ગયા છો ખરા કે? છોકરાંને કહેવા દો. આ મિજબાની એના જેવી ન હતી, પણ તેથી ઘણી વધારે મોટી હતી. એ વખતે જે બધી તૈયારી—જેમકે જુદા જુદા શણગાર, વસ્ત્રો, ખાનપાન, વગેરે-કરવામાં આવી હતી તેનું વિગતવાર વર્ણન આપો.

**આમંત્રણ.**

જ્યારે ઠરવેલો વખત આવ્યો ત્યારે જે બધાને આમંત્રણ આપવામાં આવ્યા હતા તેમને તેડું પણ મોકલવામાં આવ્યું. એ વખતે તમે શું કર્યું હોત? પણ તમને નવાઇ લાગશે કે આ બધા પરોણાઓએ જુદાં જુદાં બહાનાં કાઢી જવાની ના પાડી. એ બહાનાં શાં શાં હતાં તે કહો, અને નોકરો આવી રાજાને તે કહે છે અને ફરીને તે લોકોને આગ્રહ કરવા જાય છે તેનો કંઇક ચિતાર આપો. પણ એથી કંઇજ વળ્યું નહિ, અને કોઇ પણ આવ્યું નહિ. આ બીજી વાર તો તેમણે નોકરોનું અપમાન પણ કર્યું (૨૨; ૬). એ લોકો કેવા વિચિત્ર હશે? તમને લાગે છે કે તમારાં માબાપ આવી મિજબાનીમાં જવાની ના પાડે?

**નવાં આમંત્રણ.**

એ રાજાએ તે વિષે શું કહ્યું હશે તે વિચારો "આપણે હવે શું કરીશું? પરોણા વિના મારા દીકરાનું લગ્ન કેમ થાય? મેં બધા મોટા મોટા લોકોને આમંત્રણ આપ્યું છે પણ તેઓ આવવાના નથી. તો પછી ચાલો આપણે બીજા લોકોને આમંત્રણ આપીએ, કારણકે લગ્નમાં પરોણા તો જોઇએજ," આમ ધારીને તેણે નોકરોને પાછા બહાર મોકલ્યા. એ લોકોએ શું કર્યું અને કોને બોલાવ્યા તેનું આબેહૂબ ચિતાર આપો (૨૨; ૯, ૧૦). પણ આ લોકોને લગ્ન માટે તૈયાર થવાનો વખત ન હતો. તેમાંના કેટલાએક તો તેમનાં સાધારણ લુગડાં પહેર્યાં હતાં. એથી તેમને કેટલી બધી શરમ લાગી હશે તેનો વિચાર

કરો. પણ રાજાએ આ બધી વાતનો આગળથી વિચાર કરી રાખ્યો હતો અને તેણે પ્રત્યેકને પહેરવા માટે નવો પોશાક આપ્યો. એ બધા રાજાની આ મોટી મિજબાનીમાં જમવા બેઠા હશે ત્યારે જે દેખાવ થઇ રહ્યો હશે તેનો ખ્યાલ કરો.

**જુનાં કપડાં પહેરેલો માણસ.**

ત્યાર પછી રાજા અંદર આવ્યો. તેને કેવું માન મળ્યું હશે તેનો ખ્યાલ કરો, અને તે પરોણાઓમાં આમતેમ ફરે છે અને તેમની સાથે વાત કરે છે એનો ચિતાર આપો. પણ જ્યારે તે પરોણાઓમાંના એક પાસે ગયો ત્યારે તેને હસતો ચહેરો ફરી ગયો અને તેમાં પહેલાં નવાઇ અને પછી ક્રોધ છવાઇ રહ્યાં. એ માણસનું વર્ણન કરો. રાજાએ કહ્યું કે "આમ શા માટે છે? તું આવ્યો ત્યારે શું તને નવો પોશાક આપવામાં આવ્યો નથી?" તે વખતે પેલા માણસે પોતાનું માથું શરમથી નમાવ્યું અને કંઇ જવાબ વાળ્યો નહિ. કારણ કે તે જાણતો હતો કે જો તેનો નવો પોશાક જોઇતો હતો તો તેને મળી શકે તેમ હતું, પણ તેણે તે પહેરવા ઇચ્છયુંજ ન હતું. રાજાએ પેલા માણસના મ્હોડા ઉપરથી જોયું કે તેણે નવો પોશાક પહેર્યો ન હતો એમાં તેનોજ દોષ હતો, જેથી તેણે તેના નોકરોને કહ્યું કે, "આ માણસને બહાર લઇ જાઓ, અને તેને બહાર અંધારામાં કાઢી મુકો. તે અહિં બેસવા લાયક નથી." આથી તેને જવું પડયું, પણ બીજા બધા રહ્યા અને તેમણે મિજબાનીનો આનંદ લીધો.

**વાત પછીનું થોડુંક.**

જ્યારે લોકોએ ઇસુને આ વાત કહેતો સાંભળ્યો ત્યારે તેઓ સમજ્યા કે ઇસુ જે લોક સ્વર્ગે જવાની ઇચ્છા ધરાવે તેમની વાત કરે છે, અને એમ કહેવા માગે છે કે જો તેમને ત્યાં જવું હોય તો તેમણે તે માટે તૈયારી કરવી જોઇએ અને તેઓ જેવા છે તેવાજ જઇ શકશે નહિ. આપણે કેવી રીતે તૈયાર થઇ શકીએ? પેલા રાજાએ જેમ પોતાના પરોણાઓને નવો પોશાક આપ્યો હતો, તેમ ઇસુ આપણને ભલાઇ આપે એ માટે આપણે તેને વિનંતી કરવી જોઇએ, અને એ રીતેજ આપણે તૈયાર થઇ શકીએ છીએ.

**યાદ રાખવાનું વચન.**

તમે પણ તૈયાર થાઓ. માત્થી ૨૪; ૪૪.

---

પાઠ ૬૫.

## એલીયાહુ સ્વર્ગે કેવી રીતે ગયો.

૨ રાજા. ૨; ૧-૧૨.

**શિક્ષકનો અભ્યાસ.**

એલીયાહે અને એલીશાએ જે માર્ગ લીધો હતો તે નકશામાં ધ્યાનથી જુઓ. ગિલ્ગાલ નામની ઘણી જગ્યાઓ હતી: આ બેથેલની ઉત્તરમાં એફ્રાઇમના ધારવાળા મુલકમાં હતી. પેગંબરોના પુત્રોના સંબંધમાં પાઠ ૫ જુઓ. એલીયાહ તેમને છોડીને જવાનો છે એ વાત આ લોકો જાણતા હોય એમ લાગે છે (૨; ૩-૫). એલીયાહ અને હનોખને સરખાવો (ઉત્પત્તિ ૫; ૨૧-૨૪). "એલીયાહનો આનંદ એ જુના કરારમાંની એક બહુ જાણવા જેવી વાત છે. જીવન અને અમરત્ત્વ ખ્રીસ્તના આવ્યા પહેલાં પૂર્ણ પ્રકાશમાં આવ્યાં ન હતાં. યહુદીઓને પાર્થિવ આશીર્વાદથી પૂર્ણ સંતોષ હતો. કનાન દેશ એ તેમને માટે સ્વર્ગસમાન હતો. તેમને પારલૌકિક જીવનમાં બહુજ ઓછો અથવા નહિ જેવો વિશ્વાસ હતો. મૃત્યુનું રાજ્ય તેમને માટે સર્વત્ર ફેલાયું હતું, અને આ લોક અને પરલોક વચ્ચેનો પડદો ભેદી ન શકાય એવો હતો. પણ તેઓને શાશ્વત જીવનના ખરાપણાનું પ્રમાણ બિલકુલ પ્રાપ્ત થયું ન હતું એમ ન હતું. હનોખ અને એલીયાહ એ બન્ને મૃત્યુ પામ્યા વગર સ્વર્ગમાં લઇ જવામાં આવ્યા હતા. મૃત્યુના સર્વત્ર ફેલાએલા અધિકારમાં આ બે અપવાદરૂપ હતા એથી પરલોક સંબંધી તેમનો વિશ્વાસ અમુક અંશે સતેજ તો થયોજ હશે. જે લોકોમાંના સારામાં સારા માણસોને આ પૃથ્વી પર નહિ પણ સ્વર્ગમાં ઇશ્વરે મુગટ પહેરાવ્યો હતો તે તદ્દન પાર્થિવ કે જડવાદી થઇ શકેજ નહિ. બે માણસો—એક પ્રલય પહેલાં અને બીજો નિયમશાસ્ત્ર અપાયા પછી—સ્વર્ગમાં મૃત્યુ પામ્યા વગર લઇ જવામાં આવ્યા હતા. સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેનો પડદો ઉંચો કરવામાં આવ્યો હતો......એ વાત એવી અદ્‌ભુત હતી કે પેગંબરોના પુત્રો પણ તે માની

શકતા ન હતા. તેમને એમ ખાત્રી હતી કે એલીયાહ અરણ્યમાં ક્યાંક હોવો જોઇએ. પૂર્ણ રીતે નિરોગી અને સશક્ત માણસ એકદમ અદૃશ્ય થાય એ તેમને અશક્ય લાગતું હતું. એલીયાહ અથવા તેની લાસ કોઇ પર્વતના શિખર ઉપર કે કોઇ એકાંતવાળી ખીણમાં માલુમ પડી આવે એ જોવા માટે તેમણે પચાસ જોરાવર માણસો મોકલવાની માગણી કરી હતી. એલીશાએ એ રજા આપી નહિ, પણ આખરે તેમના આગ્રહને વશ થયો. આ શોધ કરનારી મંડળી ગઇ અને ત્રણ દિવસ સુધી તેમણે એલીયાહ માટે બધેય તલાસ કરી, પણ તેમને તે મળ્યો નહિ. તોપણ કેટલાક એમ માની શક્યા ન હતા કે ઇશ્વર તેને સ્વર્ગમાંજ લઇ ગયો હતો, અને થોડાએક દિવસ પછી બેથેલમાંના યુવકોએ એ વાત મશ્કરીમાં ઉડાવી દીધી અને એલીશાને અપમાનભરેલી રીતે કહ્યું કે 'અરે બુંડા, તું પણ ઉપર જા.' જે લોકોનાં મન પાર્થિવ છે તેમને માટે સ્વર્ગ વિષેની વાત માનવી એ આટલું બધું કઠિન છે." (વેબ્સ્ટર). ૨ ; ૩, ૪ માં અને ૨ ; ૪, ૬ માં જે ફરી ફરીને કહેવામાં આવેલ છે તે શિક્ષકે ખાસ ધ્યાનમાં લેવું એ જો બરાબર શબ્દેશબ્દ ફરીફરીને બોલવામાં આવે તો તેથી બાળકોનું મન ખેંચાશે.

**વાતનો આશય.**

સ્વર્ગનું અને ભવિષ્યના જીવનનું ખરાપણું સૂચવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગુરૂ એલીશા વિષે કાંઇક છોકરાંને યાદ કરવા દો. આજે આપણે તે તેના ગુરૂ એલીયાહની પાસે ચેલા તરીકે રહેલો હતો તે વખતની વાત કરવાના છીએ.

**બેથેલમાં જવું.**

આ બે માણસો, એક વૃદ્ધ અને બીજો યુવાન, પોતાની મુસાફરી માટે જવાની તૈયારી કરે છે એ વાતનું આબેહૂબ વર્ણન આપો. એ વખતે એલીયાહે એલીશાને શું કહ્યું તે બાઇબલનાજ શબ્દોમાં કહો, અને એલીશાનો જવાબ પણ એ પ્રમાણેજ કહો ( ૨ ; ૧ ), અને તેઓ પોતાની મુસાફરી પર નીકળે છે તે વખતનો ચિતાર આપો. તેમણે તે

દિવસે બહુ વાત કરી ન હતી અને તે યુવકના મનમાં એમ થતું કે કંઇક નવાજુનું થવાનું છે. એ શું હશે? તેઓ બેથેલમાં આવી પહોંચે છે તે, અને જે યુવકો તેમને મળે છે તેનો ચિતાર આપો. તેમણે ઘણું કરીને ખાણું ભેગા મળી લીધું, થોડો વખત વાતચીત કરી અને ત્યાર પછી પેલા ગુરૂએ જવાની તૈયારી કરવા માંડી. એ વખતે બેથેલમાંથી કેટલાક માણસો એલીશા પાસે આવે છે અને તેને કંઇ ખાનગીમાં કહે છે તેનો ચિતાર આપો. તેમણે શું કહ્યું અને તેણે શું જવાબ વાળ્યો તે બરાબર કહો (૨ ; ૩). એ શબ્દો સ્પષ્ટ રીતે કહો એટલે બાળકો તેમને બરાબર સાંભળે, પણ તેમને સમજાવતા નહિ. એલીયાહ અને એલીશા વચ્ચે શી વાતચીત થઇ હતી તે ફરીથી કરો (૨ ; ૪).

**યરેખો જવું.**

એ બે જણ ફરીથી મુંગે મોઢે જવા નીકળે છે અને એલીશા બહુ દિલગીર છે એ વાતનો ચિતાર આપો. વળી તેઓ યરેખોમાં આવી પહોંચે છે, ત્યાં યુવકો પાસેથી સત્કાર પામે છે અને પાછા જવાની તૈયારી કરે છે એ બધી વાતોનું વિગતવાર વર્ણન આપો. વળી ત્યાં જે ગુપ્ત વાતચીત એ યુવકો અને એલીશા વચ્ચે થાય છે તે બાઇબલના શબ્દોમાં કહો (૨ ; ૫). પેલો વૃદ્ધ ગુરૂ પોતાના યુવાન ચેલાને ત્યાં રોકાવાનું સમજાવે છે તેનો ચિતાર આપો ; બન્નેના શબ્દોજ કહો (૨ ; ૬ ); અને તેઓ ફરીથી કેમ મુસાફરી પર નીકળે છે તેનો ખ્યાલ કરો.

**યરદન નદી પાર જવું.**

ત્યાંથી તેઓ યરદન નામની મોટી નદી તરફ જાય છે, અને તે ગામના માણસો ઉભા ઉભા તેમને જુએ છે. જ્યારે તેઓ નદી આગળ પહોંચ્યા, ત્યારે ગુરૂએ કહ્યું કે મારે પેલે પાર જવું છે, પણ તે વખતે ત્યાં હોડી કે પુલ, વગેરે કંઇ ન હતું અને એ નદી બહુ ઉંડી હતી, તેથી તેમાં ચાલીને જઇ શકાય તેમ પણ ન હતું. હવે શું કરવું? ત્યારે એલીશાએ શું કર્યું અને તેનું પરિણામ શું થયું તે આબેહુબ વર્ણવો.

**સ્વર્ગે જવું.**

નદીને બીજે કાંઠે જઇ તેઓ ચાલવા લાગ્યા, પણ આ વખતે તેઓ વાતચીત કરતા હતા, અને એલીયાહે તેના ચેલાને કહ્યું કે હું હવે તને છોડી

જવાનો છું (૨; ૯, ૧૦). અને તેઓ ચાલતા હતા તેવામાં એક અદ્‌ભુત વાત બની. એલીશાએ શું જોયું તે બરાબર અને આબેહૂબ વર્ણવો (૨; ૧૧). તેણે ભય, આશ્ચર્ય અને દિલગીરીથી એક બૂમ પાડી. તેણે શું કહ્યું તે કહો (૨; ૧૨). ત્યાર પછી તેણે પોતાના ગુરૂને પાછો કદિ જોયો નહિ—એ તો ઇસુની માફક સ્વર્ગે ગયો હતો. ઇસુની વાત છોકરાંને યાદ છે?

**વાત પછીનું થોડુંક.**

યાદ રાખવાનું વચન ફરીથી કહો અને એ બતાવો કે ઇસુ એ માગે છે કે આપણે મરી જઇએ ત્યારે આપણે પણ એ જગ્યાએ જઇએ.

**યાદ રાખવાનું વચન.**

ઇસુએ કહ્યું કે, જો હું જઇને તમારે કાજે જગ્યા તૈયાર કરીશ તો પાછો આવીશ ને તમને મારી પાસે લઇશ." યોહાન ૧૪; ૩.

# ૮. મંદવાડ અને મૃત્યુ ઉપરનો ઇશ્વરનો આધિકાર.



## પાઠ ૩૬.

## એક માંદો રાજા સાજો થયો.

૨ રાજા. ૨૦; ૧-૭.

**શિક્ષકનો અભ્યાસ.**

જે બધી બીનાઓની અહિં વાત કરવામાં આવશે તેનો ઐતિહાસિક ક્રમ સ્પષ્ટ દેખાતો નથી, વળી જુઓ યશાયાહ ૩૭, ૩૮. અધ્યાય ૨૦; ૬ બતાવે છે કે સાન્હેરીબનો હુમલો હજુ આવવાનો હતો, અને હિઝકીયાહે ૨૯ વર્ષ રાજ્ય કર્યું હતું (૧૮; ૨), જેથી તેનો મંદવાડ તેના રાજ્યના ચૌદમા વર્ષમાં આવ્યો હોવો જોઇએ (૨૦; ૬), અને તે એજ વર્ષ હતું કે જેમાં સાન્હેરીબ આવ્યો હતો (૧૮; ૧૩). બાબેલના રાજા સાથેની તેની દેખીતી મિત્રતા (૬૦; ૧૨, ૧૩), ઘણું કરીને આસ્શૂરના રાજા સાન્હેરીબના યહુદાહ પરના હુમલાનું કારણ હતું. આહાઝના મહેલમાં હિઝકીયાહ કેવી રીતે ઉછર્યો હતો તે માટે જુઓ (૧૬; ૧, ૪, ૨૦.). એ તેના બાપથી સ્વભાવમાં એટલો બધો જુદો થયો હતો તેનું કારણ શું હતું? (૧૮; ૩, ૫: ૨૦; ૩). શું યશાયાહ આગળ ઉપર તે રાજ્ય કરતો હતો ત્યારે તેનો ગુરૂ હતો તે પ્રમાણે અત્યારે પણ તેનો ગુરૂ અને શિક્ષક હતો? (યશાયાહ ૧; ૧). હિઝકીયાહના સાજા થવા માટે યશાયાહ જે ઉપાય સૂચવે છે તે ધ્યાનમાં લો (૨૦; ૭). એ સાજો થયો એ એને લીધે હતું કે ચમત્કારિક કારણને લીધે હતું? રાજાની માંદગી અસાધ્ય હતી, જેથી સૂચવવામાં આવેલા ઉપાય તેને સાજો કરવા માટે પૂરતા ન હતા, પણ તે બનાવ એમ બતાવે છે કે આપણે આપણું કર્તવ્ય કરતા રહીએ એમ ઇશ્વર ઇચ્છે છે. જ્યાં કુદરતી ઉપાયથીજ કામ થઇ શકતું હોય ત્યાં તે ચમત્કાર કરતો નથી. હિઝકીયાહનો મૃત્યુનો ભય એમ બતાવે છે કે એ વખતે લોકોને મૃત્યુ પછીના જીવનનું બહુ જ્ઞાન ન હતું. જુઓ શિક્ષકનો અભ્યાસ, પાઠ ૩૫.

**વાતનો આશય.**

ઇશ્વર મંદવાડમાં સાહ્ય કરે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

પ્રસ્તાવના.—રાજાઓની વાત કરો. રાજા વિષે છોકરાં શું ધારે છે? એમની માન્યતામાં જે કાંઇ ભૂલચુક હોય તે સુધારો. રાજા એક ધનવાન, જબરો, અધિકાર ભોગવતો માણસ છે એ સમજાવો.

**માંદો રાજા.**

આગળ ઉપર એક ઘણો ભલો અને મોટો રાજા હતો જેને તેના લોકો બહુ ચહાતા હતા. લોકોને તે ઘણી રીતે સાહ્ય કરતો, અને તેણે તેમને ઇશ્વર વિષે કેટલુંક જ્ઞાન આપ્યું અને તેને ખરી રીતે પૂજતાં શિખવ્યું. પણ એક દિવસ તે માંદો પડયો. તેના મંદવાડનું કંઇક વર્ણન આપો. છોકરાંમાંના કોઇને એ જાતનો મંદવાડ કદી આવ્યો હતો? અને તે ધનવાન અને મોટો રાજા હતો તોપણ તેનું ગુમડું મટાડવા માટે ઓષધ મળતું ન હતું. અને વૈદો તેને સહાયતા આપી શકે તેમ ન હતું આથી તે દિનપ્રતિદિન વધારે માંદો થતો ગયો. તેને કેટલી વેદના થતી હશે તેનો વિચાર કરો. જ્યારે તેના લોકોએ આ બધું સાંભળ્યું હશે અને રોજ રોજ મહેલમાંથી એવી ખબર બહાર નીકળતી કે "રાજાને એમનેએમ છે" ત્યારે તેઓ કેટલા બધા દિલગીર થતા હશે તેનો ખ્યાલ કરો. શું રાજા મરી જશે? તેમને સહુને એમ લાગ્યું હતું કે એ બચવાનો નથી.

**પેગંબરની પહેલી મુલાકાત.**

આખરે એક દિવસ તે રાજા પાસે એક નવો માણસ આવ્યો. તેનું રાજા પાસે આવવું અને તેનો દેખાવ વર્ણવો, અને રાજાની પથારી પાસે તે આવી ઉભો છે તે વખતનો ચિતાર આપો. તે રાજાએ એ માણસને એકદમ ઓળખી કાઢયો. એ તો તેજ ગુરૂ હતો કે જેણે તેને ઇશ્વર વિષે જ્ઞાન આપ્યું હતું, અને તે રાજા હમેશની માફક તેને જોઇ બહુ ખુશી થયો. પણ પેલો ગુરૂ આ વખતે દિલગીર દેખાતો હતો. તેણે કહ્યું કે "હું ઇશ્વરનો એક સંદેશો લાવ્યો છું અને તે એ છે કે તારે મરવા માટે તૈયાર થવું, કારણ કે તું આ મંદવાડમાંથી

બચવાનો નથી." આમ કહી પેલો ગુરૂ તે ઓરડો ધીમે ધીમે અને દિલગીરીથી છોડી ગયો. તે વખતે હિઝકીયાહને જે દુઃખ થયુ હતું તેનો આબેહૂબ ચિતાર આપો, અને તેની પ્રાર્થના વિષે કહો. મરવાથી તે એટલો બધો શા માટે બીતો હતો? સ્વર્ગ એ કેવું સ્થાન છે તે છોકરાંને યાદ કરાવા દો (પાઠ ૩૩). રાજા ત્યાં જવાનો હતો એ વાતથી તે એટલો બધો દિલગીર કેમ હતો? તેણે એ સ્વર્ગ વિષે કદી સાંભળ્યું ન હતું એ વાત સમજાવો. યોહાને એ બધી અદ્ભુત વસ્તુઓ જોઇ ત્યાર પહેલાં ઘણાં વર્ષો ઉપર તે થઇ ગયો, જેથી તેણે સ્વર્ગ વિષે સાંભળ્યું ન હતું અને તે મરવાથી બીતો હતો. વળી તેના લોકોને તેની મદદની બહુ જરૂર હતી અને તેના ગુજરી ગયા પછી તેઓ નિરાધાર થશે એ વાતથી પણ તેને દુઃખ થતું હતું. આ કારણથી તેને પોતાના ગુરૂ પાસેથી ઉપર જણાવ્યો એવો સંદેશો મળ્યો હતો છતાં તેણે પોતાને સાજા કરવાની ઇશ્વર પાસે પ્રાર્થના કરી.

**પેગંબરની બીજી મુલાકાત.**

તે હજી તો પ્રાર્થના કરતો હતો એટલામાં તેણે કોઇને નજદિક આવતો, તેના ઓરડામાં પ્રવેશ કરતો અને તેની પથારી પાસે આવી ઉભો રહેતો સાંભળ્યો. તેણે ફરીને જોયું તો એ આવનાર માણસ તેનો ગુરૂજ હતો. આ વખતે તે ગુરૂ દિલગીર કે દુઃખિત દેખાતો ન હતો. તેણે શું કહ્યું તે અસરકારક રીતે કહો (૨૦; ૫). પેલા રાજાની પ્રાર્થના ઇશ્વરે કેટલી ત્વરાથી સાંભળી હતી તેનો વિચાર કરો. તે ગુરૂ હજુ તો મહેલની બહાર નીકળ્યો ન હતો એટલામાં ઇશ્વરે તેને બીજો સંદેશો આપી પાછો મોકલ્યો હતો. ત્યારે ગુરૂએ એ ગુમડા ઉપર શું ઔષધ લગાડ્યું તે પેલા રાજાને જણાવ્યું. વૈદો તે જાણતા ન હતા તે આ ગુરૂએ કેવી રીતે જાણ્યું? તેને ઇશ્વરે શું કરવું એ જણાવ્યું હતું તેથીજ.

**સાજા થવું.**

તે રાજાને શું કરવામાં આવ્યું હતું (૨૦; ૫), અને તે કેવી ત્વરાથી સાજો થયો (૨૦; ૭) એ વાતનું વર્ણન કરો. અત્યારે તેનો પહેલો વિચાર ઇશ્વરે તેની પ્રાર્થના સાંભળી એ માટે તેનો ઉપકાર માનવાનો હતો. તે મંદિરમાં ઇશ્વરનું પૂજન કરવા જાય છે તેનો ચિતાર

આપો. તે દિવસે કેટલા બધા લોકો રાજા સારો થયો એ માટે ઇશ્વરને ઉપકાર માનવા આવ્યા હતા તેનો ખ્યાલ કરો. તે દિવસે શહેરમાં કેટલો બધો આનંદ વ્યાપી રહ્યો હશે ?

**વાત પછીનું થોડુંક.**

છોકરાં કોઈ માંદા માણસોને જાણતાં હોય તો તેમને માટે પ્રાર્થના કરાવો. જે દવાઓ વાપરવામાં આવતી હોય તે ઉપર આશીર્વાદ ઉતારવા માટે, અથવા વેદના ઓછી કરવા માટે, અથવા નિદ્રા માટે અને એવી એવી બીજી વાતો માટે પ્રાર્થના કરો. કોઈ બહુ માંદું ન હોય તો છોકરાંમાંનું એકાદ તેની પાસે જાય અને તેને આ વાત કહે તો ઘણું સારૂં.

**યાદ રાખવાનું વચન.**

મેં તારી પ્રાર્થના સાંભળી છે, તારાં આંસુ મેં જોયાં છે; જો, હું તને સાજો કરીશ. ૨ રાજા. ૨૦; ૫.

---

## પાઠ ૩૭.

## ઇસુ અને કુંડ આગળનો માણસ.

યોહાન ૫; ૧-૧૪.

**શિક્ષકનો અભ્યાસ.**

આ ચમત્કાર ઇસુના જાહેર જીવનના અમુક અંશે આગલા ભાગમાં બન્યો હતો, અને યરૂશાલેમમાં જે બધા ચમત્કારો કરવામાં આવ્યા હતા તેમાંનો એ પહેલો વર્ણવેલો છે. આ કયું પર્વ હતું તે વિષે આપણને કંઇ વિશેષ કહેવામાં આવ્યું નથી. બેથેસ્દાનો કુંડ એ જુદી જુદી ભાષાઓમાં જોવામાં આવતા જુદાં જુદાં દરદોને મટાડનાર ઓષધિના ગુણવાળા જે કુંડો છે તેમાંનો એક હતો. આ કુંડમાં ઓષધિના ગુણવાળું ઝરણું નિરંતર આવતું ન હતું, પણ અમુક અમુક વખતે આવતું હતું. જોકે તેમાં એક પ્રકારનું નિયમિતપણું તો હતુંજ (૫; ૪), અને આ વાત ઉપરથી માલુમ પડે છે કે એ ગુણ એ કુંડમાં થોડા વખત માટેજ રહેતો, કારણકે તેમાં એકી વખતે માત્ર એકજ માણસ સાજો થઇ શકતો હતો. આ કુંડનું અત્યારે કંઇ નામનિશાન મળતું નથી, પણ કેટલાક એમ માને છે કે મંદિરના અગ્નિકોણ ઉપર આવેલો કુમા-

રીનો કુંડ એજ છે. આ માણુસનો મંદવાડ તેનાં પાપનુંજ પરિણામ હતું એ દેખીતું છે (૫; ૧૪). સાબ્બાથવારના સંબંધમાં જે વાદ થયો હતો તેને બાળકો માટેની આ વાત સાથે કંઈ સંબંધ નથી, તોપણ શિક્ષકે વિશ્રામવારના સંબંધમાં શા શા નિયમ પળાતા હતા તે જોવા. એ દિવસે પૂર્ણ વિશ્રાંતિ લેવી એ વિષે બાઇબલમાં ઘણા નિયમો આપવામા આવ્યા છે (જુઓ ઉત્પત્તિ ૮; ૨, ૩. નિર્ગ. ૧૬; ૨૩:૨૦; ૮-૧૧. નહેમ્યાહ ૧૦; ૩૧:૧૩; ૧૩, ૧૪). પણ આ બધા ઉપરાંત યહુદી ગુરૂઓએ ઘણા નજીવા નિયમો દાખલ કર્યાં હતા, જેથી વિશ્રામવાર વિશ્રાંતિ આપવાને બદલે ભારરૂપ થઇ પડયો હતો. ઇસુ અને યહુદીઓ વચ્ચે જે વાદ લાંબો કાળ ચાલી રહ્યો હતો તે આ વાતનાજ સંબંધમાં હતો. આ માટે ધ્યાનપૂર્વક જુઓ માત્થી ૧૨; ૧-૧૪. લુક ૧૩; ૧૦–૧૬.

**વાતનો આશય.**

ઇસુને મંદવાડ પર અધિકાર છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

*પ્રસ્તાવના.*—કુવા વિષે વાત કરો. કુવામાં જે પાણી ઉંચે ચઢે છે તે કયાંથી આવે છે? જેમાં કુવો ખોદ્યા વગર પાણી નીકળતું હોય એવું જમીન ઉપર આવેલું પાણીનું ઝરણુ છોકરાંએ કદી જોયું છે?

**બેથેસ્દા.**

યરૂશાલેમનું શહેર જ્યાં ઇસુ આ પૃથ્વી ઉપર હતો ત્યારે ઘણી વાર જતો હતો ત્યાં આવું એક ઝરણુ હતું. એ ઝરણમાંથી અમુક અમુક વખતે પાણી એકાએક ફુટી નીકળતું, અને લોકોને માલુમ પડયું હતું કે જ્યારે આ પ્રમાણે થતું હતું ત્યારે એ પાણીમાં એવું કંઇક હતું કે જેથી અમુક દરદો સારાં થતાં. આ દરદો ખાસ કરીને સંધીવા, વગેરે વાતનાં દરદો જેમાં સાંધાઓ અને અંગ રહી જાય છે તે હતાં. આથી કરીને જે લોકો લંગડા હતા તેઓ ખાસ કરીને તે કુંડ આગળ બરાબર વખતે હાજર રહેવાને બહુ આતુર હતા, એટલુંજ નહિ પણ પાણી કયારે ફુટી નીકળે છે એની નિરંતર રાહ જોતા એ લોકો ત્યાંજ પડયા રહેતા હતા. આ લોકો માટે ત્યાં કુંડ આગળ એક જાતનું વિશ્રામસ્થાન બાંધવામાં આવ્યું હતું અને તેમાં પાંચ પરસાળ હતી. એ લોકો ત્યાં ભેગા મળી

પડેલા છે—તેમાંના કેટલાક માત્ર ભીખ માગી પોતાનું ગુજરાન કરે છે અને કેટલાક સ્થિતિ સારી હોવાથી તેમનાં સગાંસંબંધીઓ તેમની સંભાળ રાખે છે. પણ સહુ નિરાધાર સ્થિતિમાં છે, એ બધાંનો બરાબર ચિતાર આપો, અને જ્યારે "દૂત આવીને એ પાણી હલાવતો" ત્યારે જે દેખાવ થતો તેનો ખ્યાલ કરો. તેમણે કદી દૂતને જોયો હોય એવું આપણા જાણવામાં નથી, પણ પાણી એકાએક ઉભરાવા લાગતું અને તુરતજ તે લુલાપાંગળા માણસોનાં સગાંસંબંધીઓ તેમને અંદર લઈ જવાનું કરતા. ત્યાં એક એવો ગરીબ માણસ હતો જેને આવી રીતે સાથ આપનાર તરીકે કોઇ ન હતું તેની વાત કરો. આડત્રીસ વર્ષ સુધી તે રહી ગએલો અને લંગડો હતો અને એ બધાં વર્ષ તેણે આ કુંડ આગળ તેને કોઈ આવી વેળાએ તેમાં નાખશે એવી આશાથી ત્યાં ગાળ્યાં હતાં, પણ તેને કોઇએ એ પ્રકારની સહાયતા આપી ન હતી. તેના દુઃખમાં, તેની નિરાધાર અવસ્થામાં અને તેની નિરાશામાં તેને મનમાં કેટલું ખમવું પડતું હશે તેનો કંઈક ખ્યાલ છોકરાં પાસે કરાવો, અને એ બધાને લીધે તેના તરફ તેમના મનમાં દયાની લાગણી ઉત્પન્ન થાય તેમ કરો.

**તારે સાજા થવું છે?**

હવે એવું બન્યું કે એક વાર જ્યારે ઇસુ યરૂશાલેમ ગયો હતો ત્યારે તે આ નવાઇભરેલો કુંડ અને ત્યાં રહેલા બધા લુલાપાંગળા માણસો જોવા ગયો હતો અને આ નિરાધાર માણસ પ્રત્યે તેનું ધ્યાન ખાસ ખેંચાયું. કદાચિત્ ત્યાં ઉભેલા કોઈ માણસે તે માણસ તરફ ઈસુનું ધ્યાન ખેંચ્યું હશે અને તે ત્યાં કેટલો બધો વખત રહ્યો હતો તે તેને કહ્યું હશે. આથી ઈસુ ત્યાં ગયો અને તેણે તેની સાથે વાત કરી. તેણે શું કહ્યું અને પેલા લંગડા માણસે શું જવાબ વાળ્યો તે કહો (૫; ૬, ૭). ત્યારે ઇસુએ કહ્યું કે, "ઉભો થા, તારી પથારી ઉપાડ અને ચાલ." આ સાંભળી પેલા માણસને કેટલી બધી નવાઈ લાગી હશે! પણ ઇસુએ તેને જે ફરમાવ્યું હતું તે તેનાથી નહિ બને, અને તે આડત્રીસ વર્ષ સુધી હાલ્યો કે ચાલ્યો નહોતો એ કહેવાને તે વખતે જરા પણ તે થોભ્યો નહિ. ઇસુએ તેને જે કહ્યું હતું તે કરવાને તેણે તુરતજ પ્રયત્ન કર્યો અને

તે તેમ કરી પણ શકયો. ઇસુએ કહ્યું હતું તેજ પ્રમાણે તેને સાજો કર્યો હતો. તે તેની પથારી ઉપાડીને પોતાને માથે મુકીને ચાલવાને તૈયાર થાય છે તે વાતનો ચિતાર આપો, અને તે વખતે તે તેમ કરી શકે છે એ માટે તેને જે આનંદ થયો હશે અને તેના મનમાં ઉપકારનો જે ભાવ પ્રકટ થયો હશે તેનો ખ્યાલ કરો. તે કુંડ આગળથી દૂર જવાને માટે તેને બહુ લાંબો વખત લાગ્યો નહિ, અને થોડી વારમાં તે તો શહેરમાં થઇને પોતાના માથા પર પેલી પથારી સહિત કોઇ સારા સ્થળે, અથવા કદાચિત્ પોતાનાજ ઘેર જતો જોવામાં આવ્યો હતો.

**ફરીથી પાપ નહિ કરો.**

પોતાની પથારી અમુક ઠેકાણે મુકયા પછી તેણે મંદિરે જવાનું યોગ્ય ધાર્યું. તમને એમ નથી લાગતું કે તે તેના ઉપર ઇશ્વરે જે અદ્ભુત દયા બતાવી હતી તે માટે તેનો પાડ માનવા ત્યાં જતો હતો અને તે ત્યાં હતો ત્યારે તેણે પોતા પાસે આવતો કોને જોયો હતો? પેલો સાજો થએલો માણસ એ ઇસુ છે એમ તે જાણતો ન હતો, તો પણ તે એટલું તો જાણતો હતો કે તેણે મને સાજો કર્યો હતો. ઇસુએ તેને શું કહ્યું તે કહો (૫; ૧૪). આ ઉપરથી એમ દેખાય છે કે તે માણસના મનમાં કંઇક બીજી વાત પણ હતી. તેને મંદિરમાં ઇશ્વરનો પાડ માનવો હતો એટલુંજ નહિ પણ પોતાનું જુનું પાપ માફ કરાવવાનું હતું, અને હવે એ વિષે પણ તેના મનમાં શાંતિ થઇ હતી. ઇસુએ તેનું શરીર સાજું કર્યું હતું અને તેના મનને શાંતિ આવી હતી.

**વાત પછીનું થોડુંક.**

જે માંદા માણસો માટે ગયે અઠવાડીએ પ્રાર્થના કરવામાં આવી હતી તેમને યાદ કરો. જે વાતમાં પ્રાર્થના સફળ થઇ હોય તે બતાવો અને બાળકોમાં કોઈ માંદું હોય તેને માટે જે કાંઈ ઇશ્વર પાસે માગી શકાય એવું હોય તે તેમને સૂચવો.

**યાદ રાખવાનું વચન.**

ઇસુ તેને કહે છે કે, ઉઠ, તારો ખાટલો ઉચકીને ચાલ. યોહાન ૫; ૮.

---

પાઠ ૩૮.

## એક દિલગીર માતાને ખુશી કરવામાં આવી.

૨ રાજા. ૪; ૮-૩૭.

**શિક્ષકનો અભ્યાસ.**

આ અને બીજા અધ્યાયમાંથી એલીશા વિષેની ઘણી વાતો એક બીજી સાથે કશો સંબંધ ધરાવતી નથી, અને એ બધી કયારે બની એ જાણવાને આપણી પાસે સાધન બહુ થોડું છે. આપણી અત્યારની વાત એટલો બધો લાંબો કાળ ચાલેલી છે કે બીજી વાતોમાંની કેટલીક એ છોકરાના જન્મ અને મૃત્યુ વચ્ચે બની હોય તે સંભવિત છે. તે સ્ત્રીના જીવનમાં એક બીના પાછળથી બની હતી તે વિષે પણ વાંચો (૮; ૧-૬). શૂનેમ અને કાર્મેલનો પહાડ નકશામાં જુઓ. તેમની વચ્ચેનું અંતર પંદરથી વીસ માઇલનું હશે. જોકે એલીશા તે વખતે ત્યાં હતો તે જગ્યા એટલી બધી દૂર નહિ હોય. તે સ્ત્રીના ચરિત્ર વિષે જે કહેવામાં આવ્યું છે તે ધ્યાનમાં લો-તેની મહેમાનગરી (૪: ૮-૧૦), તેનું આત્મિક જ્ઞાન (૪; ૯), તેનું સ્વાતંત્ર્ય (૪; ૧૩) અને તેનો વિશ્વાસ (૪; ૨૨-૩૦). તે બાળકનું મૃત્યુ લૂ લાગવાથી થયું હોય એ સંભવિત છે (૪; ૧૯). તે સ્ત્રી એલીશા પાસે શા માટે જતી હતી (૪; ૨૩) તે વિષે તેણીએ પોતાના ધણીને કંઇ કહ્યું હોય એમ લાગતું નથી. પણ તે તે બાળકના મૃત્યુ વિષે અજ્ઞાન હોય એ બનવાજોગ નથી કારણ કે તેણેજ તેને ઘેર માંદો મોકલ્યો હતો. શું તેનો વિશ્વાસ તેણીના વિશ્વાસ જેવો સબળ ન હતો? જે બન્યું હતું તે તેને કહેવામાં આવ્યું ન હતું છતાં એલીશાએ તે વિષે અટકળ કરી હતી (૪; ૨૮), જોકે ઇશ્વરે તેને તે વાત આગળથી જણાવી ન હતી (૪; ૨૭). ગેહઝી તે છોકરાને જીવતું કરવામાં નિષ્ફળ ગયો તે વિચારો. તે છોકરો આ રીતે જીવતો થાય એમ શું એલીશાએ ધાર્યું હશે?

**વાતનો આશય.**

મૃત્યુ ઉપર ઇશ્વરનો અધિકાર છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગુરૂ એલીશાને ફરી યાદ કરાવવો. એને વિષે છોકરાં સહુથી કઇ વિશેષ અદ્‌ભુત વાત જાણે છે તે તેમને પુછો. આજે આપણે તેને વિષે બીજી એક વાત કરવાના છીએ.

**ભલી બાઇને ત્યાં જવું.**

એલીશા એ દેશમાં અહિંતહિં જાય છે અને સર્વ ઠેકાણે ઇશ્વર વિષે લોકોને જ્ઞાન આપે છે અને તેમને બને તેટલી રીતે સાજા કરે છે એનો ચિતાર આપો. કોઇ વખતે રહેવાકરવા માટે સારી જગ્યા મળતી, અને કોઇ વખત તેને અઠવાડિયા અને મહિનાઓ સુધી ખુલ્લામાં પડયું રહેવું પડતું. એક દિવસ તે એક જમીનદારના ઘર અને ખેતર આગળ થઇને જતો હતો ત્યારે જમીનદારની વહુ તેને મળવા બહાર આવી તે વાત કરો. તેણે કેવાં ભારે કપડાં પહેર્યાં હતાં અને તે કેવી મનનીય અને માયાળુ દેખાતી હતી તેનું આબેહૂબ વર્ણન આપો. તેણીએ કહ્યું કે "તમે અંદર પધારી થોડુંક જમો. તમે થાકયા હશો અને તમને ભૂખ પણ લાગી હશે." આ સાંભળી એલીશા કેવી ખુશીથી અંદર ગયો હશે તેનો ખ્યાલ કરો. તેને તેની આ મુલાકાતથી ખુશી થઇ હતી અને તેણીને તેને ત્યાં આવવાથી આનંદ થયો હતો એમ લાગે છે, કેમકે બીજી વખત તે ત્યાંથી નીકળ્યો ત્યારે પણ એમજ થયું. તે ભલી બાઇએ પોતાના ધણી સાથે આ ગુરૂ વિષે જે વાત કરી હતી તે કહો (૪; ૯, ૧૦), અને આ માયાળુ લોકોએ તેને માટે જે ઓરડો તૈયાર કર્યો હતો તેનું વર્ણન આપો. તે ફરીને આવ્યો ત્યાર પહેલાં તેમની બધી તૈયારી કરી રાખી હતી. જ્યારે તેમણે તેને તે વિષે કહ્યું હશે ત્યારે તેમને કેટલો બધો આનંદ થયો હશે તેનો વિચાર કરો. તે ત્યાં રાત ગાળે છે તેનો ચિતાર કરો.

**તે ભલી બાઇનો નાનો દીકરો.**

એલીશાએ તે ભલી બાઇ સાથે સવારમાં જે વાતચીત કરી હતી તે કહો (૪; ૧૩). ત્યાર પછી તેના નોકર સાથેની તેની વાતચીત કહો (૪; ૧૪). ત્યાર પછી તે પેલી બાઇને પાછી બોલાવે છે અને તેને કહે છે કે "આવતે વર્ષે આ વખતે ઇશ્વર તને એક દીકરો આપશે" એ

વાતનો પણ ચિતાર આપો. તેણીએ તે બહુ માન્યું નહિ, પણ વખત આવતાં એ ગુરૂએ કહ્યું હતું તેમજ થયું. તે મા અને બાપના આનંદનો ખ્યાલ કરો. તે ગુરૂ પાછો કેવી ત્વરાથી આવીને તે છોકરાને જોયો? એ છોકરૂં દિન પ્રતિદિન મોટું થતું જાય છે, તે જમીનદારના લાડકવાયા છોકરા તરીકે સહુને વ્હાલો છે, તેનો વૃદ્ધ પિતા તેનાથી બહુ મગરૂર છે અને તેની મા તેને માટે ઇશ્વરનો અને તેના સેવક પોતાના ગુરૂ એલીશાનો નિરંતર ઉપકાર માને છે, એ બધી વાતનો ચિતાર આપો.

**તે ભલી બાઇની દિલગીરી.**

આ છોકરો જ્યારે મોટો થયો ત્યારે લણણીના વખતે તે ખેતરોમાં જઇ કાપણી કરનારાઓમાં કેવી રીતે હતો અને કદાચિત્ પોતાના મનમાં પોતે પણ કામ કરે છે એવું ધારતો હતો એ બધું કહો. તે માંદો થયો એ દિવસ તેણે તેના બાપને શું કહ્યું? તેના બાપે એક મજબુત બાંધાના મજુરને બોલાવી તેને ઘેર લઇ જવાનું કહ્યું: તેની માએ એ આખી સવાર તેની કેવી ચાકરી કરી: આખરે તે બપોરે મરી ગયો: એ બધું આબેહૂબ વર્ણવો (૪: ૮, ૨૦). તે વખતે તેની માને જે દુ:ખ થયું હતું તેનો, અને પેલો ગુરૂ તેને આ વખતે સહાયતા આપી શકશે એવું તે પોતાના મનમાં ધારતી હોવાથી તે ત્યાં હોય એવું તેણે કેટલું બધું ઇચ્છયું હશે તેનો ખ્યાલ કરો. એ વખતે તેણીએ તેની પાસે જવાનો નિશ્ચય કર્યો. તેણીએ તેના ધણી પાસે શું માગ્યું તે કહો (૪; ૨૨), અને તે જલદી એક નોકરને સાથે લઇને નીકળી પડે છે તેનો ચિતાર આપો. તે તે ખડબચડા રસ્તા ઉપર થઇને કેટલી ઉતાવળથી સ્વારી કરતી ગઇ તેનો ખ્યાલ કરો. જ્યાં જવાનું હતું તે બહુ દૂર હતું અને તેને અંધારૂં થયા પહેલાં પાછું ઘેર આવવાનું હતું. એકાદ બે કલાક સુધી તે આવી રીતે ગઇ ત્યારે પેલો ગુરૂ જ્યાં રેહેતો હતો ત્યાં તે આવી પહોંચી. તેણે ગુરૂના નોકરને તેનો સત્કાર કરવા બહાર આવતો કેવી રીતે જોયો, અને તેમણે પરસ્પર શું કહ્યું તે કહો (૪; ૨૬). તેણે તે નોકરને પોતાની દિલગીરીની વાત કરી નહિ પણ ગુરૂ પાસે જવા એકદમ અંદર ગઇ. એલીશાએ શું થયું હતું એ જાણ્યું કે તુરતજ તેણે તેના નોકરને દોડી જઇ પેલા મરેલા છોકરાને જગાડવાનું કહ્યું, પણ તે બાઇએ કહ્યું કે

"મારી એવી ઇચ્છા છે કે આપ પોતે પધારો: હું તમારા વિના ઘેર જઇશ નહિ."

**તે ભલી બાઇની કૃતજ્ઞતા.**

તેઓ ભેગાં જવા નીકળે છે તેનો ચિતાર આપો અને એલીશા તેને માર્ગમાં કેવી રીતે દિલાસો આપતો હશે તેનો કંઇક ખ્યાલ કરો. તેઓ ગેહઝીને મળ્યા અને તેણે તેમને જે કહ્યું તે ટુંકામાં કહો, અને તેઓ ઘેર આવી પહોંચે છે એ વાતનું વર્ણન આપો. જરા પણ થોભ્યા વગર એલીશા પેલો મરેલો છોકરો જ્યાં હતો ત્યાં ગયો—એ તેનોજ ત્યાં રહેવાનો ઓરડો હતો—અને તેણે તે ઓરડો અંદરથી બંધ કરી દીધો. ત્યાં તેણે શું કર્યું તે વિગતવાર કહો. તેની પ્રાર્થના, તેનું તે બાળક ઉપર સુવું, આમતેમ ચાલવું, બાળક પર ફરી સુવું અને એ બધાનો અદ્ભુત પરિણામ, એ બધું કહો (૪; ૩૩-૩૫). તે છોકરો પોતાની માને કેવી રીતે પાછો આપવામાં આવ્યો અને તેણીએ શું કર્યું એ બધું આબેહૂબ વર્ણવો (૪; ૩૬, ૩૭).

**વાત પછીનું થોડુંક.**

જે માંદા માણસોને માટે પ્રાર્થના કરવામાં આવી હોય તેની વાત કરો; તેઓ સારા થયા છે? તેમને માટે બીજી કઇ વસ્તુની આપણે ઇશ્વર પાસે પ્રાર્થના કરી શકીએ? બીજું કોઇ માંદું છે?

**યાદ રાખવાનું વચન.**

"જે માણસ યહોવાહ પર ભરોસો રાખે છે તેને ધન્ય છે." યિર્મેયાહ ૧૭; ૭.

---

## પાઠ ૩૯.

## એક ધનવાન માણસની નાની છોકરી.

લુક ૯; ૪૧-૫૬.

**શિક્ષકનો અભ્યાસ.**

આ ચમત્કારના ત્રણેય હેવાલ (માત્થી ૯; ૧૮-૨૫ અને માર્ક ૫; ૨૨-૪૩) તેમ આ પાઠનો ફકરો વાંચો. તેમાંનો પ્રત્યેક ગાડરેન-માંના ભૂતવળગેલા માણસને સાજા કરવાનો ચમત્કાર આ વાત પહેલાં તુરત મુકે છે. જોકે માત્થીમાં બીજી કેટલીક વિગત વચ્ચે મુકવામાં આવી

છે. યાએરસ કાપર્નાહુમમાં રહેતો હતો એમ કહેવામાં આવ્યું નથી, પણ તે ૮; ૪૦ અને માર્ક ૯; ૧માં જણાવવામાં આવ્યું છે, કારણકે ગાડરેનમાંથી પાછા ફરતાં ઈસુ સ્વાભાવિક રીતે અહીં પાછો આવે એમ હતું. આ બનાવ આપણા પ્રભુના ગાલીલ દેશમાંના જાહેર કાર્ય દરમ્યાન, જ્યારે તે કાપરનાહુમમાં સારી રીતે જાણીતો થયો હતો ત્યારે, બન્યો હતો. તેણે ત્યાં જે બધાં મહાન કાર્યો કર્યાં હતાં તે (પાઠ ૨૧), અને ખાસ કરીને જે કાર્યો યાએરસે ઘણું કરીને જોયાં હતાં તે ધ્યાનમાં લ્યો. તેમાંના ઓછામાં ઓછાં બે ત્યાંનાં સભાસ્થાનમાં કરવામાં આવ્યાં હતાં (૪; ૩૧–૩૫: ૬; ૬–૧૦). "ઈસુ મૃત્યુને ઊંઘ કહે તે ધ્યાનમાં લ્યો. તે શું કહેવા માગતો હતો? તેણે એમ નહોતું કહ્યું કે "મૃત્યુ નથી" પણ તેણે આ લોક અને પરલોક વચ્ચેનો પડદો એક પળ માટે સ્હેજ દૂર કર્યો હતો. જેમને તેણે મૃત્યુમાંથી ઉઠાડયા હતા તેમનો જીવાત્મા તેમના મૃત્યુ પછી કયાં ગયો હતો એનું કાંઇ પણ ભાન હોય એવી સાબિતિ છે? મૃત્યુ અને ભવિષ્યના જીવન વિષે બાળકને વાત કરવામાં બહુ સંભાળ લેવાની જરૂર છે. સામાન્ય રીતે વાત કરવી અને મૃત્યુનું ખાત્રીપૂર્વક પરિણામ આનંદ છે એમ કહેવું એ પાપની હૈયાતી અને મુક્તિની જરૂર એ બેને બાજુએ મુકવા જેવું છે. વળી મૃત્યુના સંબંધમાં ભય ઉત્પન્ન કરવો એ ખોટું છે અને એ બાળકને નુકસાનકારક છે. ખરી અને મુદ્દાની વાત તો એ છે કે ખ્રીસ્તના હાથમાં મૃત્યુની ચાવી છે અને મૃત્યુદ્વારા તેના હવાલામાં જવાનું થાય છે. તેનો અધિકાર અને પ્રેમ બતાવવા માટે અને બાળકો તેનામાં આનંદભર્યો વિશ્વાસ રાખે એ માટે આ વાત કહેવામાં આવી છે." (હન્ટલી).

**વાતનો આશય.**

છોકરાં ઈસુનો મૃત્યુ ઉપરનો અધિકાર જોઇને તેનામાં અધિક વિશ્વાસ કરવા લાગે એ કરવાનો છે.

**છોકરાં માટે.**

**પ્રસ્તાવના.**—કોઈ અમુક જાતના લોકો સાથે ઇસુ એ સહુથી વધારે વાત કરી હતી ખરી કે? આજે આપણે એક એવી નાની છોકરીની વાત કરવાના છીએ કે જે તેની એક મિત્ર હતી.

**તે નાની છોડી પોતાને ઘેર.**

આ નાની છોકરી એક બહુ મોટા ઘરમાં રહેતી હતી અને તેના બાપને એકનીએક હતી. એવું તેનું જીવન હતું તેને જે જોઇતું હતું તે બધું મળતું હતું. તેનાં માબાપ તેને બહુ ચાહતાં હતાં અને તે માગે તે આપતાં હતાં, તેને મિત્રો પણ જોઈએ એટલા હતા અને તેનાં માબાપ તેને સારૂં ધાર્મિક શિક્ષણ આપતાં હતાં, વગેરે બધું કહો. ઇસુ તેને ઘેર કદી ગયો હતો કે નહિ એ વિષે આપણે કંઇ જાણતા નથી, પણ તેણીએ તેને વિશ્રામવારને દિવસે જ્યારે તે પોતાનાં માબાપ સાથે સભાસ્થાનમાં ભક્તિ માટે જતી હતી ત્યારે જોયો હશે. ઇસુ ઘણી વાર આજ સ્થાને સેવા માટે આવતો, અને કોઇ કોઇ વાર તે લોકોને બોધ પણ આપતો. તે નાની છોકરીને તેનું સાંભળીને કેટલો બધો આનંદ થયો હશે તેનો ખ્યાલ કરો. ઇશ્વરભક્તિ થઇ રહ્યા પછી તે શું કદી બહાર ઉભો રહી નાનાં છોકરાં સાથે વાત કરતો હશે ખરો કે?

**તે નાની છોકરી માંદી થઈ.**

પણ એક એવો વિશ્રામવાર આવ્યો કે જ્યારે તે છોકરી સભ સ્થાનમાં સેવા માટે ગઇ નહિ અને તેની મા પણ ગઈ નહિ, કારણ કે તે નાની છોકરી માંદી પડી હતી. તમે કદી માંદા થયા છો કે? એ છોકરીને શું મંદવાડ હતો એ વિષે આપણે જાણતા નથી, પણ તેની માએ તેને માટે શું શું કર્યું હશે? અને તેના બાપે પણ? શું થયું તે છોકરાંનેજ કહેવા દો. જ્યારે કોઇ બાળક માંદું પડે ત્યારે શું શું કરવામાં આવે છે એ વિષે કંઇ વિશેષ વાત શિક્ષકે પોતે પણ પોતાના અનુભવ ઉપરથી કહેવી. પણ આ લોકોએ બધું કર્યું તોપણ તે છોકરીનો મંદવાડ વધતોજ ગયો. પોતાનું બાળક મરવાનું છે એમ જાણી એ માબાપની કાળજી વધતી વધતી ઉંડી નિરાશારૂપ બની હતી તેનો કંઇક ખ્યાલ કરો.

**બાપની મુસાફરી.**

ત્યારે ઇસુ અને તે કેવી રીતે લોકોને સાજા કરતો હતો એ બધું તે બાપને યાદ આવ્યું. તેને તેડવા માટેની સૂચના કોણે કરી હશે? યાઐરસ ત્યાં જલદીથી તપાસ કરવા જાય છે તેનો કંઇક ચિતાર આપો તેણે કયાં તપાસ કરી હશે? પણ ઇસુ ત્યાં ન હતો; તે એક હોડીમાં ચાલ્યો

ગયો હતો. એ વખતે યાએરસને કેટલી બધી નિરાશા થઇ હશે તેનો ખ્યાલ કરો. એ વખતે કોઇએ કહ્યું કે "તે પાછો આવ્યો છે: તે હોડીમાંથી કાંઠે આવે છે." એ વખતે યાએરસ તે દિશામાં દોડતો જાય છે: માણસોથી ભરેલી સાંકડી શેરીઓમાં થઇને પોતાનો માર્ગ કરે છે: માછીમારની હોડીઓ જ્યાં હતી ત્યાં જાય છે અને આખરે લોકોની મેદનીમાં ધસી ઇસુ પાસે જઇ તેને પગે પડે છે, એ બધી વાતનો ચિતાર આપો. આ ધનવાન અને મોભાવાળો માણસ આ પ્રમાણે કરતો હતો એ જેઇને સહુ કોઇને કેટલું બધું આશ્ચર્ય લાગ્યું હશે? તેણે ઇસુને શું કહ્યું હશે તેનો ખ્યાલ કરો, અને ઇસુ તુરતજ તેની સાથે તેને ઘેર જવા નીકળે છે એ વાતનો ચિતાર આપો. ઇસુએ રસ્તા ઉપર ને નાની છોડી અને તેના મંદવાડ વિષે તેને શું પુછ્યું હશે તેનો ખ્યાલ કરો, અને પછી નોકર તેમને રસ્તામાં મળ્યો અને તેણે માઠી ખબર આપી તે વિષે કહો (૮; ૪૯). તે દુ:ખી બાપને તે વખતે જે દિલગીરી અને નિરાશા થઇ હશે તેનો કંઇક ખ્યાલ છોકરાંને થાય તેમ કરો. ઇસુએ તેને કેવી રીતે દિલાસો આપ્યો અને તેની સાથે ચાલતો રહ્યો તે કહો (૮; ૫૦).

**મૃત્યુવાળા ઓરડામાં.**

તેઓ ઘેર આવે છે: તે છોકરીની માને મળે છે: યાએરસ ઇસુ અને તેના ત્રણ મિત્રોને તે છોકરી જ્યાં મરેલી પડી હતી ત્યાં લઇ જાય છે, વગેરે વાતોનો ચિતાર આપો. તે મરી ગઇ હતી એમાં કશો પણ શક ન હતો. પણ ઇસુએ તેનો હાથ પકડયો અને તે જાણે કે ઉંઘતી હોય એવી રીતે તેને બોલાવી. તેણે શું કહ્યું તે કહો (૮; ૫૪). અને તેણે જે જવાબ આપ્યો તેનો આબેહુબ ચિતાર આપો. તે વખતે એનાં માબાપને જે આશ્ચર્ય લાગ્યું હશે અને આનંદ ઉત્પન્ન થયો હશે તેનો કંઇક ચિતાર આપો. તમારા ધારવા પ્રમાણે તેમણે શું કર્યું હશે? ઇસુએ કહ્યું કે, "તેને કંઇક ખાવાનું આપો." તે ભૂખી થઇ હતી. તેનું કારણ એ હતું કે તે તદન સાજી અને સશક્ત થઇ હતી. ત્યારથી તે ઇસુના હમેશને માટે એક મિત્ર બની રહી હતી એ વાતમાં જરા પણ શંકા નથી.

**વાત પછીનું થોડુંક.**

છોકરાંને આ નાની છોકરી વિષે અને તેણીએ પોતાનો પ્રભુ પરનો પ્રેમ કેવી રીતે બતાવ્યો હશે એ વિષે કંઇક કહેવા દો. પ્રભુની શક્તિ વિષે એકાદ ગીત ગાઓ.

**યાદ રાખવાનું વચન.**

બી મા : માત્ર વિશ્વાસ કર. લુક ૮ ; ૫૦.

---

## પાઠ ૪૦.

## સિંહાવલોકન.

ભાગ ૭, ૮.

**શિક્ષકનો અભ્યાસ.**

આ વખતે સિંહાવલોકન મુખ્યત્વે કરીને ભવિષ્યવચનને લગતું છે અને શિક્ષક એ વાતનો અભ્યાસ કરે તો ઘણું સારૂં. એના સંબંધમા જુના કરારની સાક્ષી વિચારો ( પાઠ ૩૫). માત્થી ૨૨ ; ૩૧, ૩૨ : પ્રકટીકરણ ૧૪; ૧૩ : ૨૦ ; ૧૨, ૧૩, અને ૧ થેસ્સા. ૪ ; ૧૩ વાંચો. "છેલ્લા શબ્દો જે લોકો ખ્રીસ્તથી દૂર અને જગતમાં ઇશ્વર વગરના છે તેમને વિષે કહેવામાં આવ્યા છે. કોઇ પણ માણસને વિષે અને ખાસ કરીને આખી મનુષ્યજાતિને વિષે એમ કહું કે તેમને માટે કાંઇ આશા નથી એ ભયાનક વાત છે: તો પણ એ પ્રમાણે માત્ર પ્રેરિતજ કહે છે એમ નથી, પણ આખું ખ્રીસ્તેતર જગત પણ હજાર મોઢે એ પ્રમાણે કહે છે. તેમને માટે ભવિષ્યજીવન શૂન્ય અથવા કંઈ પણ અર્થ વગરનું અને છાયાવત્ હતું. તેઓમાં કોઇ કોઇ માણસો એવા હતા જે અમરત્વમાં પોતાનો વિશ્વાસ છોડી શકતા ન હતા, પણ તેઓ અપવાદરૂપેજ હતા, અને તેમને માટે પણ ભવિષ્યજીવન અત્યારના જીવન કરતાં વધારે માલવાળું ન હતું. જીવન અહિં હતું અને ત્યાં ન હતું. ખ્રીસ્ત આવ્યા પહેલાં લોકો ભવિષ્ય જીવનના સંબંધમાં મોટે ભાગે આવુંજ એટલે તે શૂન્ય અથવા છાયાસમાન છે એમ બોલતા હતા." (દેની). વાંચો ૧ તીમોથી ૧ ; ૧૦ : ૧ કરીં. ૧૫ ; ૧૨–૨૬, ૩૫–૪૪.

**સિંહાવલોકનનો આશય.**

આગળના પાઠમાંથી ભવિષ્ય જીવનને લગતી વિગતો ભેગી કરવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—શરૂઆતમાં મૃત્યુ વિષે વાત કરો. છોકરાંએ કોઇને મરી ગએલું જોયું કે જાણ્યું છે? એ લોકોને તેમના મૃત્યુ પછી શું થયું છે તે વિષે તેમના વિચારો જાણો.

જે લોકો મરી ગયા છે અને પાછા જીવતા થયા તેમની વાતો.

ઇસુના ઉત્થાનની વાત આ સિંહાવલોકનમાં આવતી નથી, પણ તેનોય થોડો વિચાર થઇ શકે છે. ત્યાર પછી છોકરાંને શૂનામ્મીના દીકરા અને યાઐરસની દીકરીની વાત યાદ કરવા દો. આ દરેક કિસ્સામાં શરીર મૃત્યુને આધીન થયું હતું છતાં એવું કંઇક હતું કે જે જીવતું હતું તે તેઓ સમજે તેમ કરો. દરેકનું તેવુંજ છે. આપણું શરીર મરે છે, પણ આપણો અમુક ભાગ મરતો નથી. એ ભાગ કયાં જાય છે? એ પ્રશ્નનો ઉત્તર અત્યારે દેવાની જરૂર નથી: બીજી બે વાતોજ એ સૂચવશે.

જે લોકોએ મૃત્યુ પામ્યા વગર આ જગત છોડયું તેની વાતો.

ઇસુનું અને એલીયાહનું સ્વર્ગારોહણ છોકરાંને યાદ કરવા દો. તેઓ કયા ગયા હતા? શરીર મુકીને આત્મા જ્યાં જાય છે ત્યાંજ. એ જગ્યા વિષે આપણે કંઈ જાણીએ છીએ ખરા કે?

**સ્વર્ગ વિષે વાતો.**

ઇસુ જ્યાં ગયો હતો તે જગ્યાનું દર્શન કોને થયું? તેણે શું શું જોયું? છોકરાંને કેટલી જુદી જુદી વિગતો યાદ છે? ત્યાંના લોકો કેવા હતા? ઇસુએ સ્વર્ગે જવા માટે શી શી તૈયારી કરવી જોઇએ તેના સંબંધમાં જે વાત કરી હતી તે કોને યાદ છે? (લગ્નની મિજબાની). આપણે કેવી રીતે તૈયાર થઈ શકીએ?

---

# ૯. ભલું કાર્ય કરતા ઇશ્વરના મિત્રો.

## પાઠ ૪૧.

## ઇબ્રાહીમ પોતાનું ઘર છોડે છે.

ઉત્પત્તિ ૧૨; ૧-૯.

આ પાઠ અને તેની પછીના બીજા બે એમીલી હન્ટલીન. પ્રાથમિક અભ્યાસક્રમમાંથી લગભગ એમનેએમ લેવામાં આવ્યા છે.

**શિક્ષકનો અભ્યાસ.**

વિચારની સ્પર્શના પ્રાપ્ત કરવા માટે નુહથી તે ઇબ્રાહીમ સુધીના ઇતિહાસનો અભ્યાસ બહુ અગત્યનો છે. પ્રથમથી ઇબ્રાહીમના જન્મ સુધીમાં માત્ર ૩૫૧ વર્ષ લાગ્યાં હતાં. નુહ લગભગ ઇબ્રાહીમના જન્મ થતાં સુધી જીવ્યો હતો. ૧૧; ૧૦-૨૬માંથી એક વખતનો કોઠો સંભાળપૂર્વક કરવો અને તેને ૫; ૧, ૩૨માંથી કરવામાં આવેલા કોઠા સાથે સરખાવવો એ લાભદાયક થઇ પડશે. એમ કરતાં ઘણું જાણવા જેવું મળશે. શેમથી ઇબ્રામ સુધીનો બધો વખત નુહ જીવતો હતો. આથી વિશ્વાસી માણસોની પરંપરા તુટી ન હતી. શેમ ઇબ્રામ દોઢસો વર્ષનો થયો ત્યાં સુધી જીવતો હતો. એણે ઇશ્વરે આપેલા વચન અને 'ઇશ્વરના મિત્ર' ઇબ્રામ વિષે જાણ્યું હતું કે નહિ એ એક પ્રશ્ન છે. ઇબ્રામને પોતાના જીવનના પ્રથમ ભાગમાં પ્રલય બાબેલ, જુદાં જુદાં રાજ્યોના સ્થાપનના ખરા ઇતિહાસમાં વગેરે નજરે જોનારા વિષે જે માણસો પાસેથી કંઈ સાંભળવાની તક મળી હશે કે નહિ તેનો વિચાર કરો. ઇબ્રામને ઇશ્વરે પોતાના કામ માટે પહેલા ઉરમાં પ્રે. કૃત્યો ૭; ૨ અને પછી તેરાહ હારાનમાં મરણ પામ્યો ત્યાર પછી બોલાવ્યો હતો તેનો વિચાર કરો (૧૧; ૩૧-૩૨ : ૧૨; ૧-૪). તેણે આગળ વધેલા સમાજનું બધું સુખ, વગેરે છોડી હામના વંશજોની અધોગતિ પામેલી કોમ અને તેની હલકી સ્થિતિમાં ભમતા રહેવાનું પસંદ કર્યું એ તેના જીવંત વિશ્વાસને લીધેજ હતું, ઇબ્રામે

જે માર્ગ લીધો હતો—ઉર, હારાન અને ઘણું કરીને દમસ્કથી શખેમ જવાનો માર્ગ લીધો હતો તે નકશામાં ધ્યાનપૂર્વક જુઓ. આ મુસાફરી કરનારા મંડળમાં કોણ કોણ હતું તે બરાબર જુઓ. સારાહ એ ઇબ્રામની બહુ નજદિકની સંબંધી હતી (૨૦; ૧૨). હારાન ઘણું કરીને ઉરમાં ગુજરી ગયો હતો. ઇબ્રામે શું લોટને પોતાના પુત્ર તરીકે દત્તક લીધો હતો?

**વાતનો આશય.**

ઇશ્વરની આજ્ઞાને આધીન રહેવું એ બહુ સુખદાયક છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમે કદી મુસાફરીએ ગયા છો? તમે કેવી રીતે મુસાફરી કરી હતી? તમે કયાં ગયા હતા? તમે કદી બીજા લોકોને મુસાફરી કરતા જોયા છે? એ લોકોએ પોતાની સાથે શું લીધું હતું? આજે આપણે ઇબ્રામ નામનો એક માણસ જે ઉંટ લઇને મુસાફરી પર ગયો હતો તેની વાત કરવાના છીએ. જો છોકરાંએ કદી ઉંટ જોયું ન હોય તો શિક્ષકે તેમને ઉંટનું એકાદ ચિત્ર બતાવવું. પોતેજ એક ચિત્ર દોરશે તો તે પણ ચાલશે.

**પોતાના લોકો વચ્ચે રહેવું.**

ઇબ્રામે જે જગ્યા છોડી હતી તે તરફ આપણે જરા જોઇએ. તેને રહેવાનું ઘર મોટું અને સુંદર હતું; અંદરની દિવાલોમાં જુદાં જુદાં ચિત્રો ચિતરવામાં આવ્યાં હતાં જેથી બીજાં ચિત્રોની ત્યાં જરૂર ન હતી. બહાર એક સુંદર બગીચો હતો જેમાં મોટાં ઝાડો હતાં; પાસે એક મોટી નદી હતી અને તેમાં મોટાં વહાણો અને નાની હોડીઓ આવજા કરતાં હતાં; શેરીઓમાં ઘણા લોકો મજા કરતા હતા. વળી ત્યાં એક સુંદર મંદિર હતું જેનું શિખર સોનાથી મઢેલું હોવાથી ચળકતું હતું; જ્યારે ચંદ્ર પ્રકાશતો હતો ત્યારે પુરૂષો અને સ્ત્રીઓ, છોકરાઓ અને છોકરીઓ ત્યાં જુદી જુદી ભેટ લઇ જતાં હતાં, અને ત્યાં રહેલી ચંદ્રની મૂર્તિનું પૂજન કરતાં હતાં. આ લોકો જે ઇશ્વરે ચંદ્ર અને તારાઓ કર્યાં હતા તેને ભૂલી ગયા હતા, તેમજ તેઓ આ મૂર્તિને પૂજતા હતા. તેઓ કહેતા હતા કે "ચંદ્ર દેવતા જે જોઇએ તે આપે છે અને અમારૂં રક્ષણ કરે છે," અને તેઓ સ્વાર્થી અને દુષ્ટ બન્યા હતા.

**દેવ બોલાવ્યાં.**

પણ ઇબ્રામ નામનો એક માણસ જે ત્યાં રહેતો હતો તેણે ચંદ્ર દેવતાનું પૂજન કરવાની ના પાડી. તેની સાથે તેની સુંદર સ્ત્રી સારાહે પણ તેમ કરવાની ના પાડી. જ્યારે લોકો મંદિરમાં જતા ત્યારે ઇબ્રામ પ્રાર્થના કરવા ઘેર રહેતો. કદાચિત્ તે પોતાની અગાશી પર જતો અને ત્યાં ઘુંટણીએ પડી ઇશ્વરની પ્રાર્થના કરતો. આમ કરતાં એક દિવસ ઇશ્વરે તેને કંઇક કહ્યું. તેણે જાણ્યું કે તે ઇશ્વરજ હતો અને તે બીધો નહિ, કારણકે તેણે જે અવાજ સાંભળ્યો હતો તે એક અદ્ભુત મિત્રનો અવાજ હતો, અને ઇશ્વરે તેને કહ્યું કે "તું આ શહેરમાંથી અને તારા બધા મિત્રોમાંથી બહાર નીકળ. હું બતાવું તે દેશમાં જા." ઇબ્રામ આ અવાજ સાંભળી એટલો બધો ખુશી થયો હતો કે તેણે તે આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો વિચાર સરખો પણ કર્યો નહિ, અને ત્યાંથી જવા માટે તૈયારી કરવા લાગ્યો.

**રસ્તામાં મુકામ કરવો.**

એ વખતે ઇબ્રામનો બાપ અને ભત્રીજો તેને કહે છે કે "અમે પણ તારી સાથે આવીશું," એ વખતનો ચિતાર આપો. આ લોકો તૈયારી કરે છે અને બધા "તમે ક્યાં જાઓ છો" એવું તેમને પુછે છે, એ બધું કહો. પણ ઇબ્રામ માત્ર એટલુંજ કહે છે કે "જ્યાં ઇશ્વર મને લઇ જશે ત્યા હું જઇશ." એ લોકો જવા નીકળે છે: આખો દિવસ ઉંટો મોટી નદીની પડખે પડખે જોસભેર દોડે છે: રાત્રે તેઓ વિસામો લે છે: દિવસે બપોરના તેમના તંબુઓ પર પુષ્કળ તાપ પડે છે અને રાત્રે ઠંડો પવન સપાટાથી ચાલી રહ્યો છે: ઇબ્રામનો બાપ અને ભત્રીજો તેમણે પેલો અદ્ભુત અવાજ સાંભળ્યો ન હતો એથી ઘેર જવાની ઇચ્છા કરે છે: વગેરે બધું કહો. એ બધા લોકો કોઇ ઘર અને મંદિરવાળા શહેરમાં આવી પહોંચે છે તેનો ચિતાર આપો. પેલા વૃદ્ધ બાપે કહ્યું કે "આપણે હવે બહુ દૂર આવ્યા છીએ." તેમના ત્યાંના નવા ઘર વિષે કહો. આ પ્રમાણે તેઓ ઠેકાણે પડયા હતા છતાં પેલો અવાજ તો ઇબ્રામ પાસે આવીને "હું તને બતાવું તે દેશમાં ચાલ" એમ કહેતોજ રહ્યો હતો. થોડા વખત પછી તેનો બાપ કેવી રીતે ગુજરી ગયો અને ઇશ્વરે તેને ફરીથી કહ્યું કે, "હું તને બતાવું તે

દેશમાં ચાલ અને હું તને આશીર્વાદરૂપ કરીશ" (૧૨ ; ૧-૩) ; ત્યારે ઇબ્રામે કહ્યું કે, "હું તારી આજ્ઞા પાળીશ."

**એક વેદી બાંધવી.**

એ બધાં ઉંટ ફરીથી તૈયાર થાય છે અને આ કાફલો ફરી તંબુ, વગેરે લઈ ચાલવા લાગે છે તેનો ચિતાર આપો. લોકોએ પુછવા માંડયું કે 'તમે ક્યાં જાઓ છો?' ત્યારે ઇબ્રામ માત્ર એટલોજ જવાબ આપી શક્યો કે "ઇશ્વર મને જ્યાં જવાનું કહેશે ત્યાં હું જઇશ." તેમની મુસાફરી જે આ વખતે પાછી ઘણા દિવસ સુધી ચાલી હતી તે, અને તેમણે રસ્તામાં શું જોયું અને કર્યું હશે તે બધાનું વર્ણન આપો. આખરે તેઓ એવા એક સુંદર સ્થાનમાં આવ્યા કે જ્યાં પર્વતો મોટાં મંદિરો જેવા, ઘાસ લીલા રંગના ગાલીચા જેવું અને ઝાડો પોતાની છાયામાં આરામ લેવાને આમંત્રણ આપતાં હોય એવાં દેખાતાં હતાં. ત્યાં સહુએ શાંતિથી રાત્રી ગાળી અને ઇબ્રામ સિવાય સહુ સારી રીતે સુઇ ગયાં હતાં એ બધું કહો. ત્યાં તેને એક અદ્‌ભુત દર્શન થયું અને પેલા અવાજે કહ્યું કે, "હું તને આ સ્થાન આપવાનો છું." ત્યારે ઇબ્રામે મોટા પત્થર લીધા અને ત્યાં એક વેદી બાંધી. જ્યારે લોકો એ જોવા આવ્યા અને નવાઇ પામવા લાગ્યા, ત્યારે ઇબ્રામે કહ્યું કે, "જ્યાં ઈશ્વરે મારી સાથે વાત કરી હતી તે બતાવવા માટે આ છે." ત્યાં તેણે એક નાનું મંદિર બાંધ્યું અને તે એવા હેતુથી કે તેના લોકો તેમાં ઇશ્વરનું પૂજન કરે.

**વાત પછીનું થોડુંક.**

ઇશ્વરે ઇબ્રામ સાથે વાત કરી હતી તેવી રીતે તે છોકરાં સાથે વાત કરે છે ખરોકે? તમારા પોતાના દિલમાં તમે પોતે કદી એવો અવાજ સાંભળ્યો છે કે જે તમને ખરૂં કરવાનું ફરમાવતો હોય, અને ખોટાથી દૂર રહેવાનું કહેતો હોય? એ ઇશ્વરનો અવાજ છે, અને ઇબ્રામે જેના કહેવા પ્રમાણે કર્યું હતું તેજ છે.

**યાદ રાખવાનું વચન.**

ઇબ્રાહીમે દેવ પર વિશ્વાસ કર્યો. રૂમી. ૪ ; ૩.

## પાઠ ૪૨.

## ઈબ્રામ એક કજીઓ થતો અટકાવે છે.

ઉત્પત્તિ ૧૩; ૧-૧૬.

**શિક્ષકનો અભ્યાસ.**

બેથેલ અને આય નકશામાં જુઓ, અને તેમની વચ્ચેના ટેકરાઉ ઉંચા પ્રદેશમાંથી યરદન અને નીચેના પ્રદેશમાંનાં શહેરો જે અત્યારે મૃત-સાગર આવેલો છે ત્યાં હતાં તે બધાં જોઈ શકતાં હતાં એ વાત ખાસ ધ્યાનમાં લો. આ બધાં શહેરોમાંના લોકોનું જે ભયંકર ચિત્ર (૧૩; ૧૩) આપવામાં આવ્યું છે તે કનાનના લોકોની નૈતિક અધોગતિ સૂચવે છે, અને એ માટે સૈકાઓ પછી તેમનો દેશ તેમની પાસેથી લઇ લેવામાં આવ્યો હતો. ઇબ્રામ કનાનના કોઇ પણ શહેરમાં રહ્યો ન હતો અને મામરેમાં તેનું રહેઠાણ શહેરની બહાર આલોનવૃક્ષો નીચે હતું, એ ધ્યાનમાં લો (૧૩; ૧૮). ગયા અઠવાડીઆના પાઠ અને આ પાઠ વચ્ચેના બનાવો વિચારો (૧૨; ૧૦-૨૦) એક ભારે દુષ્કાળ જેમાં ઈબ્રામની બધી મિલ્કત નાશ પામે તેમ હતું એ તેનો આ ઇશ્વરથી દાન પામેલા નવા વતનનો પહેલો વિચિત્ર અનુભવ હતો. એ પરીક્ષામાં ઇબ્રામનો વિશ્વાસ નિષ્ફળ ગયો: તેની પોતાની બહુ સંભાળપૂર્વક કરેલી યોજનાઓ તેનું રક્ષણ કરી શકે તેવી ન હતી અને એક નાસ્તિક રાજાદ્વારા તેને ઠપકો મળ્યો એ તેને મિસર દેશમાં શીખવું પડયું હતું. લોટની પસંદગી વિચારો—એ તો દુનિયા કરે એવી પસંદગી હતી જે વિશ્વાસના વારસા કરતાં હાથમાં આવેલી વસ્તુ વધારે ઇચ્છે. ભવિષ્યમાં દુષ્કાળથી બચવા માટે તેણે ધનવાન સદોમ પાસે રહેવાનું વધારે ઇચ્છયું, જોકે એ કેવું દુષ્ટ નગર હતું તે વાત એ સારી રીતે જાણતો હતો. ઇબ્રામને ત્રીજું વચન આપવામાં આવે છે એ ધ્યાનમાં લો (૧૩; ૧૪-૧૭). તેમાં જે માણસ થોડી વાર પહેલાંજ પોતાના એકનાએક વારસથી છૂટો પડયો હતો તેને ઘણા વારસ થશે એમ ખાસ કરીને કહેવામાં આવ્યું છે. ઇબ્રા-મને જે દાન વચન પ્રમાણે વારસા તરીકે મળવાનું હતું તે પૂરી રીતે જોવા પામવાનો હતો, જેથી વિશ્વાસદ્વારા થયેલી તેની પ્રાપ્તિનો પૂર્ણ આનંદ

તેને મળે. તેની મુસાફરીઓથી તે આ આખો દેશ કેવી રીતે જોઇ શકયો હતો તે ધ્યાનમાં લો.

**વાતનો આશય.**

કજીઆ કરવા કરતાં સુલેહ કરવી એ ઘણું વધારે સારૂં છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆનો પાઠ અને તેમાંય ખાસ કરીને ઇબ્રામના કાફલામાં જે બધા લોકો હતા તેમને યાદ કરો.

**ધણ.**

તમે કદી ઘેટાંનું મોટું ધણ જોયું છે? તેમને કેવી જગ્યામાં ચરવું ગમે છે? ઘાસવાળી ટેકરીઓ જે ઉપર તેઓ આખો દિવસ ચરી શકે છે અને વોકળા અને નાની નદીઓ જ્યાં તેઓ પાણી પી શકે છે એ બધાં સ્થાન તેમને ખાસ પ્રિય છે. ઇબ્રામને સેંકડો ઘેટાં, હલવાન, ગાય, ઉંટ, ગધેડાં, વગેરે હતાં. ઇશ્વર તેને એક એવા દેશમાં બોલાવતો હતો કે જ્યાં તેને પુષ્કળ લીલું ઘાસ અને પોતાનાં જાનવરો માટે પુષ્કળ પાણી આવી શકે એવા સારા ઉંડા કુવા મળી શકે તેમ હતાં; આથી તે સ્વાભાવિક રીતે બહુ ખુશી થયો હતો. પણ બીજું કોઈ ત્યાં હતું જેની પાસે ઘેટાં, ગાયો, ઉંટ, ગધેડાં વગેરે હતાં. આ લોટ હતો (એ નામ યાદ રાખવું બહુ સહેલું છે), અને તે પોતાના કાકા સાથે દૂરથી આવ્યો હતો. તે પણ આવી ઘાસવાળી જગ્યા જોઇ ખુશી થયો હતો.

**લડાઇ.**

ધીમે ધીમે ઉનાળામાં ઘાસ સુકાવા લાગ્યું. આથી તેમને જે ખીણોમાં લીલું ઘાસ હજુ મળી શકે તેમ હતું ત્યાં જવાની ફરજ પડી. ટેકરી ઉપર રહેઠાણ હતું અને ત્યાંથી તેઓ ખીણોમાં પોતાનાં ધણ જોઇ શકતાં હતાં એ બધાનો ચિતાર આપો. લોટનાં ધણ ઇબ્રામનાં ધણ પાસેજ હતાં કારણ કે ત્યાં લીલા ઘાસવાળી જગ્યાનો બહુ વિસ્તાર ન હતો. ઇબ્રામના ભરવાડો કુવો શોધે છે, આખરે તેમને એક કુવો મળે છે અને તેઓ પોતાનાં ઢોરને પાવા માટે પાણીના હવાડા ભરે છે તેનો ચિતાર આપો. લોટના ભરવાડોએ પણ એ કુવો કેવી રીતે જોયો હતો

તે કહો. ત્યાં તે વખતે શું થયું તે કહો. ઇબ્રામે ટેકરી ઉપરથી જે ભયાનક લડાઇ થતી જોઇ હતી તેનું વર્ણન આપો.

**ઉત્તમ દાન.**

આ વખતે ઇબ્રામ લોટને કહી શકયો હોત કે "આ ભૂમિ મારી છે" અને તેમ કહી તે ત્યાંથી કાઢી શકયો હોત. તેને બદલે તેણે લોટને કહ્યું કે "મારી તને વિનંતી છે કે આપણે ટંટો કરવો નહિ, તેમ આપણા ભરવાડોને પણ ટંટો કરવા દેવા નહિ જોઈએ. આ દેશ મોટો છે અને ઇશ્વરે તે બધો મને આપ્યો છે. પણ એમાંથી તારાં ધણ માટે તારે જે જગ્યા જોઇએ તે લે (૧૩ ; ૯).

**સ્વાર્થમય પસંદગી.**

ત્યારે લોટે પોતાની આંખો ઉચી કરીને ચારે બાજુ જોયું. તેમ કરતાં તેણે ઉગમણી દિશામાં સુંદર ઘાસવાળાં મેદાનો, ઝાડો, વાડીઓ, ગામો અને શહેરો અને જેમાં પાણી વહેતું હોય એવી નદીઓ જોઇ ; અને બીજી દિશામાં માત્ર ખાલી ટેકરીઓ, બહુજ થોડા ઘાસ-વાળી ખીણો, નહિ જેવું પાણી તેણે જોયું. હવે એ વખતે તે જો પેલાં સારાં મેદાનો પસંદ કરે, તો તેના ભલા કાકાને આ ઉજડ વેરાન જેવો ભાગ લેવોજ પડે તેમ હતું. આ બેમાંથી તેણે કયો પસંદ કર્યો હશે ? છોકરાંનેજ કહેવા દો. તેના મનમાં અમુક અંશે તે વખતે કયો ભાગ લેવો ન લેવો એ બાબતમાં વિરોધ થયો હશે, પણ આખરે તેનો ભયા-નક સ્વાર્થ જીત્યો અને તેણે કહ્યું કે "મારે આ ઘાસવાળો પ્રદેશ જોઇએ છે."

**રવાનગી.**

તે પોતાનાં ધણને ભેગાં કરે છે, તંબુઓ વગેરે સરંજામ બંધાય છે અને તેનો કાફલો પૂર્વ દિશામાં જાય છે તેનો ચિતાર આપો. પણ લોટે જતાં જતાં આનંદથી કંઇ ગાન કર્યું ન હતું. ટેકરી ઉપર આવેલા પેલા મંદિર તરફ તેણે પાછું ફરીને જોયું હશે અને પોતાના કાકાને ત્યાં ઉભેલો તેણે જોયો હશે ત્યારે તેને કદાચિત્ તેની પાસે દોડીને પાછું જવાનું મન થયું હશે. તે જાણતો હતો કે ઇશ્વર સ્વાર્થી માણસ સાથે રહેતો નથી, તોપણ તેણે ચાલવાનું જારી રાખ્યું, અને ઇબ્રામ તે ટેકરીના મથાળે એકલો ઉભો રહ્યો.

**નવું વચન.**

તે રાત્રે ફરીથી ઇબ્રામે પોતાના અદ્ભુત મિત્રનો અવાજ સાંભળ્યો, અને તેને ખબર પડી કે તે ત્યાં એકલો નથી. અને ઇશ્વરે તેને કહ્યું કે "લોટ જે ગયો છે તેને બદલે હું તને પૃથ્વીની રેતી જેટલાં સંતાન આપીશ: અને આ બધો દેશ તેમનો થશે." પૃથ્વીની રેતીના દાણા કોઇ ગણી શકે કે? ઇબ્રામ પણ તે ગણી શકે તેમ ન હતું, પણ જ્યારે તેણે ધૂળવાળા રસ્તા પર પોતાનાં ઘેટાંએ અને ઢોરે ઉડાડેલી ધૂળનાં ધોળાં વાદળાંએ જોયાં ત્યારે તેને અગણિત સંતાન થવાનાં હતાં તે યાદ આવ્યાં અને તે આનંદિત થયો. લોટ જેણે સારી જગ્યા પસંદ કરી હતી તે ને ઇબ્રામ જેણે તેને એ જગ્યા પસંદ કરવા આપી હતી, એ બેમાં તમારા ધારવા પ્રમાણે કોણ વધારે સુખી હતો?

**વાત પછીનું થોડુંક.**

આ ગામમાં લોકો કદી ટંટા કરે છે ખરા કે? આ માણસ જેણે કજીઓ થતો અટકાવ્યો હતો તેને વિષે આપણે તેમની વાત કરીએ તો કેમ? અને આપણને જ્યારે કોઇની સાથે કજીઓ કરવાનું મન થાય ત્યારે આપણે એ વાત હમેશાં યાદ રાખવીજ.

**યાદ રાખવાનું વચન.**

સલાહ કરાવનારાઓને ધન્ય છે, કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે. માત્થી ૫; ૯.

---

### પાઠ ૪૩.

## ઇબ્રામ લોટને બચાવે છે.

ઉત્પત્તિ ૧૪; ૧–૨૪.

**શિક્ષકનો અભ્યાસ.**

આ વાતમાં સહુથી વધારે જાણવા જેવો માણસ મેલ્ખીસેદેક છે. હેબ્રી. ૭; ૧–૪ અને ગીત ૧૧૦; ૪માં તેના સંબંધમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તે જુઓ. તેને અયૂબ જે ઇશ્વરનો ભક્ત હતો પણ ઇબ્રામના વંશજોમાંનો ન હતો તેની સાથે સરખાવો. તે કોઇએક શેમવંશી જાતિ

જે કનાનના પુત્રો એ દેશમાં આવ્યા અને તે દેશને બરાબર કર્યો ત્યાર પહેલાં ત્યાં રાજ્ય કરતી હતી તેમાંનો હોવાનો સંભવ છે. તેનો રાજ્યાધિકાર આગળના લોકોમાં કેટલેક ઠેકાણે હતો તેમ કુટુંબના વડા અને મુખ્ય યાજક તરીકેનો હતો. "બાપ વગરનો" એનો અર્થ એવો છે કે તેનું યાજકપણું તેને તેના વારસામાં મળ્યું ન હતું. બની શકે તો પ્રાચીન કાળના નકશામાં ૧૪; ૧, ૨માં જે બધા દેશ વર્ણવેલા છે તે જુઓ, અને એ વાત ધ્યાનમાં રાખો કે જે ચાર રાજા સદોમ અને તેનાં મિત્ર રાજ્યોની સામે થયા હતા તે પૂર્વમાંથી આવ્યા હતા. આગળના કાળમાં યુદ્ધને લગતા રીતરિવાજના સંબંધમાં જે કંઇ કહેવામાં આવ્યું હોય તે ધ્યાનમાં લો; તેમજ કેટલાંક નાનાં રાજ્યો પોતાનો બચાવ, બીજાનો નાશ તેમના રાજ્યમાંથી લુંટ કરવા માટે એકસંપી કરે છે તે, વિજેતાઓનું ભેગા મળવું, ઘરનાં માણસોને યુદ્ધકળા શિખવવી અને જુદા જુદા રાજાઓનાં મંડળો, વગેરે ધ્યાનમાં લો.

**વાતનો આશય.**

નિઃસ્વાર્થની ઉત્તમતા બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆના પાઠમાં ઇબ્રામ અને લોટ એ બેમાંથી કોણ વધારે સારી જગ્યામાં રહેતો હતો? લોટે જે જગ્યા પસંદ કરી હતી તેનું વર્ણન કોણ આપશે?

**રાજાઓ અને યોદ્ધાઓ.**

સદોમમાંના માણસના જીવનનો કંઇક ચિતાર આપો, જેમકે મોટા શહેરમાં મોટાં અને સુંદર ઘર: વળી ત્યાં પુષ્કળ યોદ્ધાઓ છે અને એક રાજા પણ છે જે અતિ સુંદર અને ભપકાદાર વસ્ત્રાભૂષણ, વગેરે પહેરી શહેરમાં દબદબાથી સ્વારી કરતો માલુમ પડે છે. છોકરાંએ કદી એ રાજા જેવો રાજા જોયો છે? લોટ એવું માનતો હતો કે પોતે આ યોદ્ધાઓને લીધે સહીસલામત છે, પણ તેને ખબર ન હતી કે એ યોદ્ધાઓ તો માત્ર દેખાવને માટેજ હતા, કારણકે તેઓ સદોમના બીજા લોકોની માફક સ્વાર્થી અને દુષ્ટ હતા. સદોમની પાસે બીજાં ચાર શહેર હતાં અને તેમાંના પ્રત્યેકમાં જુદો જુદો રાજા હતો, અને આ

પાંચેય રાજાઓ પરસ્પર મિત્રો હતા એ બધું કહો. એ લોકો કોઇ કોઈ વાર વાડી સમાન મેદાનોમાં મળે છે તેનો ચિતાર આપો, અને કોઇ દુશ્મન તેમના પર ચઢી આવે તો સહુએ પરસ્પર મદદ આપવી એવો કોલકરાર તેમણે કર્યો હતો તે વિષે વાત કરો. પણ એ બધાં શહેરોમાં માત્ર લોટ જે એકજ પરમેશ્વર રાજ્યોની અને રાજાઓની સંભાળ રાખે છે તેનું ભજન કરતો હતો, અને તે પણ કોઇ કોઇ વાર તેને ભૂલી જતો હતો.

હાર.

એક દિવસ શહેરના ગઢ ઉપરના ચોકીદારોએ રણશિંગડાં વગાડયાં. આનો અર્થ એ હતો કે યુદ્ધ થવાનું છે, અને દુશ્મનો ચઢી આવ્યા છે. દૂરથી એક મોટું લશ્કર આવે છે અને તે આ પાંચ શહેરો નજદિક આવતું જાય છે અને તે લશ્કરના ઉપરી તરીકે ચાર ઘાતકી અને દુષ્ટ રાજાઓ તેમની સાથે છે એ બધી વાતનો ચિતાર આપો. આ પાંચ રાજાઓ કેવી ત્વરાથી એકઠા થયા હશે અને તેમણે પોતાના યોદ્ધાઓને ભેગા કરી લડવા તૈયાર કર્યાં હશે. વળી એ બધાં શહેરોના લોકો શું થઇ રહ્યું છે તે જોવા ગઢ ઉપર મળ્યા હશે અને આખરે એ બે પરસ્પર વિરોધી લશ્કરો લડવા માંડે છે, એ બધું કહો. તેમની વચ્ચે ભયંકર યુદ્ધ થયું અને તેમાં દુશ્મનો જીત્યા અને આ પાંચ મિત્રરાજ્યો અને તેમના લશ્કરો વિખરાઇ ગયાં, એ પણ કહો. એ લોકો પહાડ ભણી નાસી જાય છે અને પેલા નામના યોદ્ધાઓ ગુફાઓ, કોતરો, વગેરેમાં દુશ્મનોથી બચવા માટે ભરાઇ જાય છે તેનો ચિતાર આપો.

કેદીઓ.

દુશ્મનનું લશ્કર સદોમ ઉપર ધસી પડે છે અને તેઓ લોકોનાં ઘરબાર લુંટી લે છે તેમ લોકોને કેદી કરે છે અને એ બધામાં લોટ પણ તેમનો કેદી થાય છે એ બધાનું વર્ણન કરો. આ બધા લોકને આ જીત પામેલું ઘાતકી લશ્કર બાંધીને લઇ જાય છે તેનો ચિતાર આપો, અને લોટને એ દેશમાંથી કેદી તરીકે લઇ જવામાં આવ્યો ત્યારે તેના મનની શી સ્થિતિ હશે તેનો ખ્યાલ કરો. કદાચિત્ તેને જે જગ્યામાં તે પોતાના ભલા કાકા સાથે આનંદથી રહેતો હતો તેમાં થઇનેજ લઇ જવામાં

આવ્યો હતો, અને એ વખતે તેને બહુજ માઠું લાગ્યું એમાં કાંઇ શંકા નથી. એ વખતે તેને મનમાં એમ પણ થયું હશે કે પોતાના કાકાનું ઘર છોડી ભુંડા શહેરમાં રહેવા પસંદ કરવું એ મારી ભૂલ.

"એક......બચ્યો."

પણ આ લડાઇ ચાલતી હતી ત્યારે ઇબ્રામના રહેઠાણમાં શું ચાલી રહ્યું હતું? ત્યાં તો બધું શાંત અને સ્થિર હતું: ત્યાં ન હતો કોઇ રાજા કે ન હતું કોઇ લશ્કર. એ સ્થિતિમાં કોઇએક ભૂખ્યો અને થાકેલો માણસ સંદેશો લઇને આવે છે તેનો ચિતાર આપો. તેને ઇબ્રામ પાસે લાવે છે તેનો ખ્યાલ કરો અને તેણે તેને લડાઇ અને તેના પરિણામ વિષે બધી વાત કેવી રીતે કરી તે કહો. "હું એકજ બચ્યો છું અને લોટ કેદીઓમાંનો એક છે."

બચાવ.

આ સાંભળીને ઇબ્રામ એક પળવાર પણ થોભ્યો નહિ. તેણે લોટના સ્વાર્થની વાત યાદ પણ કરી નહિ અને એકદમ તેની મદદે જવાનું નક્કી કર્યું. તે પોતાના નોકરોને તેઓ ઘેટાંઓ અને ઢોર ચારતા હતા ત્યાંથી બોલાવે છે, તેમને તલવાર, ધનુષ્ય, વગેરે હથિયારથી સજે છે અને પેલા જીત પામેલા લશ્કર પાછળ જવા નીકળે છે તેનો ચિતાર આપો. વળી તે પોતાના આ નાના લશ્કર સાથે ઉતાવળો કૂચ કરે છે અને દૂરથી દુશ્મનના મોટા લશ્કરને તેમના અસંખ્ય કેદીઓને, ભૂખ્યા અને થાકેલા, ઘાતકી રીતે લઇ જતા જુએ છે તેનો કંઇક ચિતાર આપો. ઇબ્રામ તેમના પર રાત્રે હુમલો કરે છે અને તેમને હરાવી તેમની પાછળ પડે છે એ વિષે કહો. પેલા કેદીઓને જ્યારે છૂટા કરવામાં આવ્યા અને તેમને ખવડાવવામાં આવ્યું ત્યારે તેમને કેટલો આનંદ થયો હશે અને તેમણે અને ખાસ કરીને લોટે ઇબ્રામનો કેટલો ઉપકાર માન્યો હશે તેનો ખ્યાલ કરો.

ઇબ્રામ અને બે રાજાઓ.

આ સમાચાર આખા દેશમાં કેવી રીતે ફેલાયા હશે તેનો ખ્યાલ કરો: ભરવાડોએ એક બીજાને એ વાત કહી અને છોકરાંએ પણ. પેલા નાશ પામેલા સદોમ શહેરના રાજાએ પણ એ વાત સાંભળી, અને જ્યારે

ઇબ્રામ બધા કેદીઓને સહીસલામત લઇને પાછો આવ્યો ત્યારે આ રાજા તેને મળવા સામો આવ્યો, અને બીજો એક રાજા પણ તેને લેવા સામો આવ્યો. આ રાજા યાજક પણ હતો અને તે પહાડમાં દૂર દૂર રહેતો હતો. તે પણ ઇબ્રામની માફક દેવની પૂજા કરતો હતો. તેઓ પરસ્પર મળે છે, ઇબ્રામ તેને નમન કરે છે અને પેલો યાજકરાજા તેને આશીર્વાદ આપી તેણે મેળવેલી જીત માટે ઉપકાર માને છે એ બધાનો ચિતાર આપો. ત્યાર પછી ઇબ્રામ પોતના શાંત રહેઠાણમાં પાછો ગયો અને તેની આજુબાજુ ઇશ્વરના દૂત અદૃશ્ય રહી તેનું રક્ષણ કરતા હતા અને ઇશ્વરે તેને તેવોજ સુખી પણ કર્યો.

**વાત પછીનું થોડુંક.**

આપણે ઇબ્રામ જેવા કેવી રીતે થઇ શકીએ? એવું કોઇ નાનું છોકરૂં છે કે જેને આપણે આપણી પાસે સારામાં સારી વસ્તુ હોય તે આપી શકીએ? આપણામાંનું કોઇ સારામાં સારી વસ્તુ પોતાને માટે લઇ લોટ જેવું તો થયુંજ નથી!

**યાદ રાખવાનું વચન.**

સલાહ કરાવનારાઓને ધન્ય છે, કારણ કે તેઓ દેવના દીકરા કહેવાશે. માત્થી ૫; ૯.

---

પાઠ ૪૪.

## એક ભલી સ્ત્રી પોતાના નાના બાળકને બચાવે છે.

નિર્ગમન ૨; ૧-૧૦.

**શિક્ષકનો અભ્યાસ.**

મિસર દેશના નકશામાં જે ગોશેન નામનઃ પ્રાંતમાં ઇસ્રાએલીઓ રહેતા હતા તે જુઓ. એ દેશનો તે સહુથી વધારે ફળદ્રુપ ભાગ હતો, જેથી તેઓ બહુ આબાદ સ્થિતિમાં આવ્યા હતા. મિસરી લોકોને તેમની બહુ બીક લાગી તેનું કારણ શું હતું તે માટે ૧; ૭ ધ્યાનપૂર્વક વાંચો. તેમની સતાવણી જે ત્રણ રીતે ઉત્તરોત્તર વધતા પ્રમાણમાં કરવામાં આવી હતી તે વિચારો (૧; ૧૦, ૧૧, ૧૫, ૨૨). મુસા જન્મ્યો ત્યારે હારૂન ત્રણ વર્ષનો હતો (૭; ૭) તેથી તેનાં માબા-

પને તેનું રક્ષણ કરવામાં અને તેને બચાવવામાં બહુ મુશ્કેલી નડી હશે, અને આ બીજા છોકરાના જન્મથી અસહ્ય ભાર તેમના ઉપર આવી પડ્યો હતો. આ કારણથી મુસાને બચાવવા માટે તેમને એક બીજો રસ્તો શોધવો પડ્યો હતો. તેમણે તેને નદીમાં શા માટે મુક્યો હતો તે વિચારો : ત્યાં તો તે સહીસલામત નહોતોજ. જે જગ્યા તેમણે પસંદ કરી હતી તે રાજાની પુત્રીને ન્હાવાની જગ્યા હતી, તેથી એમ માનવાને કારણ મળે છે કે, સહુ કોઇ એમ માનતું હતું કે તેને બાળકો વહાલાં હતાં, અને તેને રાજાનો ઘાતકી હુકમ ગમતો ન હતો, અને એ કારણથી આ માબાપના મનમાં એમ પણ થયું હશે કે તે તેમના છોકરાને બચાવશે. પેલી હોડી કેવી રીતે બચાવવામાં આવી હતી તે ધ્યાનમાં લો (૨ ; ૩). હેબ્રી. ૧૧; ૨૩ વાંચો : ત્યાં આપણે એ કુટુંબને પોતાના બાળકને બચાવવાના તેમના પ્રયત્નો પર આશીર્વાદ આપવા માટે ઇશ્વરને પ્રાર્થના કરતું જોઇએ છીએ. એ આખા કુટુંબના નામ માટે જુઓ ગણના ૨૬ ; ૫૯. આ બધામાં મરિયમનું જે કામ હતું તે ધ્યાનમાં લો. તેની ઉંમર કેટલી હશે?

**વાતનો આશય.**

જે લોકો ઇશ્વર પર ભરોસો રાખે છે તેમને તે સાહ્ય કરે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમારામાંના કોને ભાઇબ્હેન છે? તમે તેને માટે શું કરો છો? તમારી મા શું કરે છે?

**બાળકોને ઘેર સંતાડવું.**

એક વખત એક દુષ્ટ રાજા હતો, જેણે એવો હુકમ કર્યો હતો કે બધા બાળ-છોકરાઓને મારી નાખવા. એ કેવો ભયંકર અને ત્રાસદાયક હુકમ હતો? પણ એક ઘર એવું હતું કે જેમાં હારૂન નામનો એક નાનો છોકરો હતો અને તેને મરિયમ નામની એક બેન હતી. તે છોકરાનાં માબાપને કેવી રીતે રોજ ઘરની બહાર કામ કરવા જવું પડતું હતું અને તેમની ગેરહાજરીમાં મરિયમને એ છોકરો સાચવવો પડતો હતો એ બધું કહો. પણ એમણે એ છોકરાને બીજો છોકરો જન્મ્યો ત્યાં સુધી

સાચવી રાખ્યો, પણ ત્યાર પછી એ કામ વધારે મુશ્કેલ થયું. આ બીજો છોકરો જન્મ્યો તેથી તેમને કેટલો બધો આનંદ થયો હશે તેનો ખ્યાલ કરો અને હવે તેમના પર કેવી મુશ્કેલીઓ આવી ઉભી હશે તેનો કંઇક ચિતાર આપો. આ નાના બાળકની સંભાળ લેવામાં મરિયમ કેવી રીતે ઉપયોગી થઇ પડી હશે તે વિષે છોકરાંને પુછો. બીજી છોકરીઓ સાથે રમવાની તેને ઘણી ઇચ્છા હશે, પણ જો તે તેમ કરે તો પેલું છોકરૂં રડે અને રાજાના માણસો એ અવાજ સાંભળી ત્યાં આવી તેને લઇ જાય. આ કારણથી તે બધો વખત એ છોકરા પાસેજ રહેતી હતી. વળી તેઓ એ છોકરાને જીવતો રાખવા માટે ઇશ્વર પાસે પણ પ્રાર્થના કરતાં હતાં.

**તેને નદીમાં સંતાડવો.**

આખરે તેમને માલુમ પડયું કે તે છોકરાને ઘરમાં વધારે વાર સંતાડી રાખી શકાય તેમ એ છોકરો શરીરે સબળ હતો, જેથી તેની રાડો બહાર સંભળાયા વગર રહે તેમ ન હતું. એમ છતાં તેમણે ઇશ્વરને સહાયતા માટે પ્રાર્થના કરી, અને તેમને રાજાની પુત્રી યાદ આવી. તેમણે સાંભળ્યું હતું કે એ બાઇને છોકરાં બહુ વ્હાલાં છે, પણ તેઓ જાતે પોતાના છોકરાને તેની પાસે લઇ જઇ શકે તેમ ન હતું. ત્યારે તેમને એક યુક્તિ સુઝી. એ છોકરાની માએ કહ્યુ "હું રાજાના હુકમ પ્રમાણે મારા છોકરાને નદીમાં મુકીશ, પણ તેને એક હોડીમાં મુકીશ અને એ હોડી જ્યાં રાજાની પુત્રી ન્હાવા આવે છે ત્યાંજ રાખીશ જેથી તેને એ છોકરો માલુમ પડે." તમને એમ નથી લાગતું કે ઈશ્વરેજ એ વિચાર એમના મનમાં મુકયો હશે? તેઓ નદીને કાંઠે છીબરૂ ભેગાં કરે છે અને ઘણું કરીને રાત્રે બધા સુઇ ગયા હતા ત્યારે બાપ છાનોમાનો તેની એક હોડી બનાવે છે—અને એ બધો વખત તેઓ તેને બચાવવા માટે ઇશ્વરની પ્રાર્થના કરે છે એ બધાનું વર્ણન કરો. પેલા નાના હારૂને એ હોડી વિષે શું ધાર્યું હશે અને તેને વિષે કેવા કેવા પ્રશ્નો કર્યાં હશે? એ હોડી તૈયાર થવા પછી મળસ્કે ઘણું કરીને તેને નદીકાંઠે લઈ જાય છે અને તેમાં પેલો છોકરો મુકીને તેને ધીમેથી નદીમાં મુકે છે એ બધી વાતનો ચિતાર આપો. એ છોકરા પર ત્યાં શું શું જોખમ રહ્યું હતું તે

છોકરાંનેજ કહેવા દો—ત્યાં મગરો હતા, હોડી ઉંધી વળવાનો ભય હતો, અને રાજાના નોકરો તેને જોઇ મારી નાખે તેમ હતું. તેનાં માબાપને તેમના કામ પર જવાની જરૂર હતી, અને તેઓ ગયાં પણ ખરાં. પણ મરિયમ ત્યાં એકલી રહી અને દૂર સંતાઇ એ બાળક સહીસલામત રહે એ જોતી બેઠી. છોકરાંને એમ લાગે છે કે તે વખતે તેને બહુ બીક લાગી હશે? તેમણે એ પ્રમાણે કર્યું હોત ખરૂં કે? પણ મરિયમને એ છોકરો એટલો બધો વ્હાલો હતો કે તેણે તેને મુકીને જવાનો વિચાર પણ કર્યો નહિ.

**રાજાની પુત્રીને તે જડે છે.**

આખરે મરિયમ આ પ્રમાણે તપાસી રહી હતી તે અરસામાં તેણે એ નદી પાસે સ્ત્રીઓની એક ટોળીને ન્હાવા માટે આવતી જોઇ. તેણીએ શું જોયું તે વર્ણવો: સુંદર વસ્ત્રાભૂષણવાળી પુત્રી અને તેની સાહેલીઓ અને દાસીઓ, એ બધાં નદીએ પહોંચ્યાં ત્યારે તેમણે પેલી તરતી નાની હોડી જોઇ. તેમણે તેમાં રહેલું નાનું છોકરૂં જોયું ત્યારે તેમને કેવું આશ્ચર્ય ઉત્પન્ન થયું હશે તેનો ખ્યાલ કરો, અને એ રાજકુમારીએ એ છોકરાને તેમાંથી લઇ લેવાની આજ્ઞા કોઇને કરી એ કહો. એ છોકરાની માએ તેને ત્યાં શા માટે મુકયું હતું તે તેણી એકદમ સમજી ગઇ, અને તેની પણ તેને બચાવવાની ઇચ્છા થઇ. આ કેમ કરવું તે વિષે તેઓ પરસ્પર વાત કરે છે તે વર્ણવો.

**તે છોકરો તેની માને સોંપવામાં આવે છે.**

પેલી મરિયમ જે આ બધું જોઇ અને સાંભળી રહી હતી તે કેવી રીતે હવે આગળ આવે છે અને કહે છે કે 'હું એ છોકરા માટે એક ધાવ શોધી આણીશ' એ બધું કહો. છોકરાંના ધારવા પ્રમાણે તેણે કોને આણવાનું ધાર્યું હશે? તે ઘેર કેવી દોડતી જાય છે અને તેની મા કેટલા આનંદથી તેની સાથે પાછી આવે છે એ બધું વર્ણવો. તે રાજકુંવરીએ કહ્યું કે એ છોકરો મારો પુત્ર થશે અને હું તેનું રક્ષણ કરીશ. પણ તેને તેની મા તે મોટો થાય અને રાજમહેલમાં રહેવા જાય ત્યાં સુધી ધવરાવવા અને ઉછેરવા માટે પોતાને ઘેર લઇ જાય.

**વાત પછીનું થોડુંક.**

તમારા પર આવું જોખમ આવી પડયું છે ખરૂં કે? તમને એવા જોખમમાંથી કોણે દૂર રાખ્યા છે? ઇશ્વરે આપણને સહુને માબાપ આપી આપણું રક્ષણ કર્યું છે એ છોકરાને સમજાવવું. આ વાતમાંના છોકરાને માબાપે પોતાના છોકરાને બચાવવા માટે જેવી રીતે ઈશ્વરનો ઉપકાર માન્યો હશે તેવી રીતે ઇશ્વર આપણું રક્ષણ કરે છે તેને માટે તેનો ઉપકાર આખરની પ્રાર્થનામાં માનો.

**યાદ રાખવાનું વચન.**

તું મારો સાહ્યકારી તથા મારો છોડાવનાર છે. ગીત. ૪૦; ૧૭.

---

### પાઠ ૪૫.

## મુસા અને બળતો છોડ.

નિર્ગમન ૩; ૧-૧૮: ૨૭-૩૧.

**શિક્ષકનો અભ્યાસ.**

જુના કરારમાંની માણસને કહેવામાં આવેલી ઇશ્વરની પ્રત્યેક વાણી આપણને બહુ જરૂરની છે, અને તેમાંની કોઈ પણ ઇશ્વરનું પોતાનું સ્વરૂપ, ઇચ્છા, વૃત્તિ, વગેરે કેવાં છે તેનું અહિં પ્રકટીકરણ કરવામાં આવ્યું છે તેવું કરતી નથી. ઇશ્વરે માણસ સાથે કરેલી છેલ્લી વાતચિત જે જણાવવામાં આવેલી છે તે કઇ છે? જુઓ ઉત્પત્તિ ૪૬; ૩. ચારસો વર્ષ ચાલ્યાં ગયાં હતાં અને હવે તે ફરીને બોલ્યો. તેના સંદેશાની મુદ્દાની વાત જણાવો: (૧) દેવ પોતાનાં આપેલા વચનમાં કદી ફરતો નથી. (૨) ઇશ્વર જુએ છે અને બચાવે છે: (૩) ઇશ્વર પોતાના સેવકરૂપ હથિયાર પસંદ કરે છે. મુસાએ જે ચાર વાંધા દર્શાવ્યા હતા અને તેમાંના પ્રત્યેકનો જે ઉત્તર આપવામાં આવ્યો છે તે ધ્યાનમાં લો. બળતો છોડ એ દેશમાં બપોરની અતિશય ગરમીને લીધે છેક અસામાન્ય વસ્તુ તો નહિજ હોય. આમાં જે વિશેષ હતું તે એ કે તે ભસ્મ થયો ન હતો, અને એ મુસાએ અણધાર્યાં આમંત્રણની તૈયારીના ચિન્હરૂપ માન્યું હતું. મુસા મિસરમાં પાછો કેવી રીતે આવ્યો એ બધી વાત

બહુજ ટુંકામાં કહેવામાં આવી છે, અને તેમાં આપણે આપણી પોતાની કલ્પનાથી ઘણું પુરવાનું છે. એ ચાળીસ વર્ષમાં તે અને હારૂન કદી મળ્યા હતા ખરા કે? હારૂનને કાને પણ એક અવાજ આવ્યો હતો, જેને તેણે ઓળખ્યો હતો અને તેના ફરમાવ્યા મુજબ તેણે કાર્ય કર્યું હતું.

વાતનો આશય.

ઇશ્વર સદા હાજર છે અને જે લોકો તેના મિત્ર છે તેમને સાથ કરવાને તે તૈયાર છે એ વાત ઉપર ભાર આપવાનો છે.

છોકરાંને માટે.

**પ્રસ્તાવના.**—ગયા અઠવાડીઆની વાત યાદ કરો. હવે આપણે પેલો નાનો છોકરો મોટો થયો ત્યારે તેના સંબંધમાં જે એક વાત બની હતી તે કરવાના છીએ. છોકરાંને મુસા અને પેલી ભરવાડણોની વાત યાદ છે ખરીકે? (પાઠ ૧૯). એમાં બહુ વખત ગાળવાની જરૂર નથી, પણ જો એ વાત તેમને યાદ હોય તો આ ત્રણેય વાતોને સાથે જોડવાથી લાભ થશે.

ઘરડો ભરવાડ.

ઘણાં વર્ષ સુધી મુસા તે દેશમાં ઘેટાં ચારતો રહ્યો. તે ભરવાડ એટલો બધો વખત રહ્યો હતો કે તેના દેશનાં નાનાં છોકરાછોકરીઓ પુખ્ત વયના પુરૂષો અને સ્ત્રીઓ થયાં હતાં, જે ભરવાડણોને તેણે પેલા કુવા ઉપર સહાયતા આપી હતી તે બધી હવે વૃદ્ધ સ્ત્રીઓ થઇ હતી, અને મુસા પોતે વૃદ્ધ થયો હતો અને તેને પળીઆં આવ્યાં હતાં. જે આડા-અવળા વાડામાં તે પોતાનાં ઘેટાં રાત્રે હાંકી જતો હતો તે અને ભરવાડ તરીકે તેને રહેવાનો તંબુ તેમ તેની તાપણી વગેરેનો ચિતાર આપો. કેટલીક વાર તે લાકડાંના નાના કટકાઓ કડાક કડાક થતા બળતા હતા તે જોતો હતો. કોઇ કોઇ વાર એ તાપણીમાંથી તણખા ઉડી આજુ-બાજુના થોરમાં જઇ પડતા હતા; આને લીધે કદી કદી તેમાં આગ લાગતી હતી અને એના પરિણામે એ બધી વાડ કે તેનો થોડો ભાગ બળીને ભસ્મ થઇ જતો હતો. આ બધાનો ચિતાર આપો.

**બળતો છોડ.**

ઘણી વાર મુસા પોતાનાં ઘેટાંને લીલું ઘાસ ચરતાં જોઇ રહેતો હતો; એ વખતે કદાચિત્ એકાદ નાનું ગાડરડું તેની માંથી છૂટું પડી બેં બેં કરતું હતું અને મુસા પોતે તેની પાસે જઇ તેને પોતાની બાથમાં લઇ પાછું તેની મા આગળ લાવતો હતો. આ પ્રમાણે તેનું નિત્ય જીવન ચાલતું હતું તેમાં એક વખત તેણે કંઇક એવું જોયું કે જેથી તે ચમકીને ઉભો રહ્યો. એક નાનો છોડ તડકામાં દીવાની માફક બળી રહ્યો હતો. અને આગ કેવી રીતે લાગી હશે ? તુરતજ એ બળીને ભસ્મ થવું જોઇએ, પણ તેમ થયું નહિ. તેનાં પાંદડાં તો લીલાંજ રહ્યાં અને તેની ડાળીઓ બળતી વખતે થવી જોઇએ તેમ કડાક કડાક બોલીને ભાંગી નહિ. એ વખતે મુસાએ શું કહ્યું તે કહો (૩ ; ૩).

**ઇશ્વરનું મંદિર.**

તે નજદિક આવ્યો ત્યારે કોઇએક અવાજ કંઇક બોલ્યો. એ અવાજે શું કહ્યું તે ગંભીરતાથી કહો (૩ ; ૫). મુસાએ એ અવાજ આગળ કદી સાંભળ્યો ન હતો, પણ એ ઇશ્વરનો અવાજ છે એ તેણે તરત જાણ્યું. જે અવાજ ઇબ્રામે સાંભળ્યો હતો તેજ તે હતો. તેણે ઘણી વાર યાજકોને મંદિર આગળ પોતાના જોડા ઉતારી અંદર ઉઘાડા પગે જતા જોયા હતા. હવે તેને માટે આ બળતો છોડ એ ઇશ્વરનુંજ મંદિર હતું. કારણકે તે પોતે ત્યાં હાજર હતો.

**સંદેશો.**

ત્યારે એ અવાજે કહ્યું કે "હું ઇશ્વર છું, ઇબ્રામનો દેવ છું." અને મુસાએ તેને જમીન સુધી માથું નમાવી નમન કર્યું, કારણકે તે ઘણો બીધો હતો. પણ ઇશ્વરે તેને અદ્ભુત ગુપ્ત વાત કહી, તેથી તેની બીક રહી નહિ. તેણે કહ્યું કે "તારા લોક જે આવી રીતે હેરાન અને દુઃખી થાય છે તે મારા લોક છે. હું તેમનો પાળક છું, મેં તેમની રાડો સાંભળી છે અને હું તેમનું સહુ દુઃખ જાણું છું અને હું તેમને બચાવીશ." આ વખતે મુસાને પોતાનાં નાનાં ગાડરડાં જેમની તે આ પ્રમાણે સંભાળ લેતો હતો તે બધાં યાદ આવ્યાં અને તે બહુ ખુશી થયો. પણ ઇશ્વરે કહ્યું કે "ચાલ, હું તને એ રાજા પાસે મોકલીશ અને તારે મારા લોકોને એ દેશમાંથી સહીસલામત પાછાં આણવાં પડશે."

**વચન.**

પણ જ્યારે મુસાએ પેલો રાજા જે જંગલી જનાવર કરતાં પણ વધારે ક્રૂર હતો તેનો, અને પોતાના જે અગણિત લોક કેદી અને ગુલામ તરીકે રહેતા હતા તેમનો વિચાર કર્યો, ત્યારે તેણે કહ્યું કે "હું કઇ રીતે જઇ શકું? હું તેમનો પાળક થઇ શકું તેમ નથી. હું હવે વૃદ્ધ થયો છું, અને પેલો રાજા તેમને જવા દે તેમ નથી; વળી તેં મને મોકલ્યો છે એમ એ લોકો માનશે પણ નહિ." એ વખતે પેલા અદ્‌ભુત અવાજે શું કહ્યું હશે તેની અટકળ કરવી બહુ મુશ્કેલ નથી. તેણે કહ્યું કે "હું તારી સાથે રહીશ,...રાજાને શું કહેવું એ હું તને શિખવીશ,...અને મારા લોક બચશે અને છુટકારો પામશે." આ પછી મુસાને બીક રહી નહિ.

**મેળાપ.**

મુસા પોતાના ધણને સહીસલામત લઇને પાછો પોતાના સસરાને ત્યાં આવે છે અને તેને વિનંતી કરે છે તે વિષે ટુંકામાં કહો. "મને મારા દેશમાં પાછો જવા દો અને મારા ભાઇઓ જીવતા છે કે નહિ તે જોવા દો." તે જવા નીકળે છે અને મિસર તરફ પોતાની મુસાફરી કરે છે તેનો ચિતાર આપો. એક દિવસ તેણે એક વૃદ્ધ માણસને પોતા પાસે આવતો જોયો. એ કોણ હશે એ વિષે બાળકો કંઇ અટકળ કરી શકે છે ખરાંકે? હા, ઇશ્વરે જ્યારે બળતા છોડમાં મુસા સાથે વાત કરી હતી તેજ વખતે તેણે હારૂન સાથે પણ વાત કરી હતી. આથી તેઓ બન્ને એકદમ નીકળ્યા હતા અને તેઓ અહિં મળ્યા હતા. તેમના મેળાપનું વર્ણન આપો. આવી રીતે આ બે વૃદ્ધ માણસો પોતે જે દેશમાં બાળક અને છોકરા તરીકે રહ્યા હતા ત્યાં પાછા ગયા. તેમને તેમના લોક જેમને ત્યાં ઇશ્વરે કહ્યું હતું એ તે લોકોને કહ્યું. આથી બધા લોકોને આનંદ થયો અને તેમને ઇશ્વર તેમના દુઃખમાંથી મુક્ત કરવાનો છે એ જાણી તેમણે દેવની ભક્તિ કરી.

**વાત પછીનું થોડુંક.**

જે બીજા માણસ સાથે ઇશ્વરે વાત કરી હતી તે છોકરાંને યાદ છે કે નહિ તે છોકરાંને પુછો (પાઠ ૪૧). તેઓ ઇશ્વરનો અવાજ સાંભળે છે અને એ અવાજના કહેવા પ્રમાણે કરે છે?

**યાદ રાખવાનું વચન.**

હું નિશ્ચે તારી સાથે રહીશ. નિર્ગમન ૩ ; ૧૨.

---

**પાઠ ૪૬.**

## બાળ-યાજક શમૂએલ.

**૧ શમૂએલ ૨ ; ૧૮, ૧૯ : ૩ ; ૧-૧૪.**

**શિક્ષકનો અભ્યાસ.**

ઇશ્વર માણસની સાથે વાત કરે છે તે વાત ફરી વાર વિચારો (૩ ; ૧). ગયા અઠવાડીઆનો અભ્યાસ જુઓ. આવ્યો અને ઉભો (૩ ; ૧૦) એ શું એમ સૂચવે છે કે આ વખતે શમૂએલને દર્શન થયું હતું, અને એ કે તેણે જોયું અને સાંભળ્યું પણ હતું? એ છોકરાના ચારિત્ર્ય વિષે જે કંઇ કહેવામાં આવ્યું તે ધ્યાનપૂર્વક વિચારો (૨ ; ૧૮, ૨૧, ૨૬, ૩ ; ૧, ૭, ૧૯-૨૧), અને તે કઇ જાતનો માણસ થયો એ ધ્યાનમાં લો (૭ ; ૩, ૫, ૧૫-૧૭ : ૧૨ ; ૩-૫, ૨૩). તેને મંદિરમાં લઇ જવામાં આવ્યો ત્યારે તે કેટલી ઉમ્મરનો હતો એ આપણને કહેવામાં આવ્યું નથી, પણ આપણી અત્યારની વાતમાં તે જે ઉમ્મરનો છે તે પહેલાં તે ત્યાં થોડાં વર્ષ રહ્યો હોવો જોઇએ. નકશામાં શીલોહ જુઓ અને દેવસ્થાન તરીકેનો તેનો ઇતિહાસ ધ્યાનપૂર્વક જુઓ. ત્યાં મુલાકાતમંડપ જ્યારે ઇસ્રાએલ લોકોએ એ દેશ વશ કીધો ત્યારે ઉભો કરવામાં આવ્યો હતો (યહોશુઆ ૧૮ ; ૧), અને ૩ ; ૩ માંથી આપણને માલુમ પડે છે કે શમૂએલના વખતથી ત્યાં એક સ્થાયી સ્થાન તંબુને બદલે ઉભું કરવામાં આવ્યું હતું, પણ આ તો ઘણુંકરીને પલિસ્તીઓ જ્યારે કોષ લઇ ગયા ત્યારે નાશ કરવામાં આવ્યો હતો, અને તેને ફરી વાર ત્યાં બાંધવામાં આવ્યું ન હતું. શમૂએલે ત્યારે શીલોહ છોડયું અને તે પોતાના માબાપના ગામમાં પાછો આવ્યો (૭ ; ૧૭ : ૧ ; ૧). શમૂએલની આજુબાજુ તેની નાની વયમાં જે વાતાવરણ રહ્યું હતું તે એટલે તેની મા અને બાપ અને એલી, વગેરે ધ્યાનમાં લો. શમૂએલને દેવનું જે આમંત્રણ મળ્યું હતું તે પ્રત્યે એલીનો જે ભાવ હતો તે પણ ધ્યાનમાં લો. "તે પોતેજ દેવની ગુપ્ત વાતો જાણે છે એવું

કહી શકયો હોત: તે તે છોકરાને પોતાના સ્થાનકે પાછો અને ખોટા ભ્રમને વશ ન થવાનું સમજાવી શકયો હતો. તે તેની અતિશય ઈર્ષા કરી તેના પ્રત્યે પૂર્ણ શંકાની નજરે જોઇ શકયો હોત: અને પોતાથી મોટો છે અને વળી ધર્માધિકારી છે એવું કહી તેને દબાવી શકયો હતો. પણ આમાંનું કાંઇ પણ કરવાને બદલે અને પોતાનું મહત્ત્વ ઓછું થાય છે એવું સ્હેજ પણ માન્યા વગર તેણે તે છોકરાનો હાથ પોતાના હાથમાં લીધો અને તે તેને દેવની હજુરમાંજ લઇ ગયો એમ કહીએ તો પણ કંઇ ખોટું નથી. અને આ બધો વખત તે સારી રીતે જાણતો હતો કે ધર્માધિકારની મુદ્રા, વગેરે જે તેના હાથમાંથી લઈ લેવામાં આવ્યો હતો તે આ છોકરાના હાથમાં સોંપવામાં આવશે." (મેયર).

**વાતનો આશય.**

ઇશ્વર કેવા છોકરા સાથે વાત કરવા ચાહે છે તે બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—શાળાએ જવા માટે ઘર છોડવાની વાત કરો. છોકરાંનાં કોઇ પણ ભાઇ કે બ્હેન પોતાનું ઘર છોડી અભ્યાસ માટે બહાર ગયાં છે ખરાં કે? ગામમાંનાં બીજાં કોઇ છોકરાં એ પ્રમાણે બહારગામ ગયાં છે?

**મંદિરમાં રહેવું.**

આગળ ઉપર શમૂએલ નામનો એક છોકરો હતો, જેણે પોતાનું ઘર એ રીતે છોડયું હતું, પણ એ કોઇ શાળામાં ગયો ન હતો. તે યાજક થવાનું શીખવા ગયો હતો અને એક મંદિરમાં રહેતો હતો. એ મંદિરમાં મૂર્તિઓ પૂજાતી ન હતી એ છોકરાંને કહો. તેમાં મૂર્તિઓ ન હતી, પણ માણસો ત્યાં આવી ઇશ્વરની ભક્તિ કરતાં હતાં જેથી તે મંદિર દેવળ જેવું હતું. તેમાં રહેતા ભલા વૃદ્ધ યાજક એલી અને તેના બે પુત્રની વાત કરો. શમૂએલ એલીના ચેલા જેવો હતો. જ્યારે શમૂએલ એલીની પાસે આવ્યો ત્યારે તે વૃદ્ધ હતો, અને તે દિનદિન વધારે વૃદ્ધ થતો હતો અને તેને લગભગ બીલકુલ દેખાતું ન હતું. આવા માણસને મદદ કરવા માટે શમૂએલ શું શું કરતો હશે તે છોકરાંને કહેવા દો, અને તે મંદિરમાં જે કાંઇ કરતો હતો-સવારમાં વહેલાં ઉઠી મંદિર વાળવું, દીવા બરાબર

બળીતા કરવા, વગેરે જે કામ કરતો હતો તે જણાવો.

**મંદિરમાં સુવું.**

આખી રાત મંદિરમાં દીવો ઝાંખો ઝાંખો બળતો રાખવામાં આવતો હતો, અને પેલો વૃદ્ધ યાજક અને આ છોકરો આ પવિત્ર સ્થાનમાં રાત્રે સુતા હતા. તેમને સુવાની જુદી જુદી ઓરડીઓ હતી અને કદાચિત્ એ બે ઓરડીઓ વચ્ચે એક નાનો સરખો પડદો હતો. શમૂએલ રહેતો હતો એ પ્રમાણે એમને રહેવાનું ગમે ખરૂંકે? આવી જીંદગીમાં જે ગાંભીર્ય રહ્યું છે તે, તેમજ આવા ધાર્મિક વયોવૃદ્ધ માણસ સાથે આવા પવિત્ર સ્થાનમાં રહેવામાં જે આનંદ અને મહત્તા પ્રાપ્ત થાય છે તે છોકરાંને સમજાવો.

**રાત્રે તેને કોઇએ બોલાવ્યો.**

એક રાત્રે શમૂએલ હમેશની માફક સુતો હતો. દીવો બળતો હતો અને એલી પણ પાસે સુતેલો હતો. તે રાત લગભગ પુરી થવા આવી હતી ત્યારે શમૂએલ એકાએક ઉઠયો અને તેણે કોઇને પોતાનું નામ દઇને બોલાવતું સાંભળ્યું. અવાજ એલીના જેવો હતો જેથી તેને એમ લાગ્યું કે તે વૃદ્ધ માણસને તેની જરૂર હશે અને કદાચ પાણી વગેરે જોઇતું હશે જેથી તે તેને બોલાવતો હતો. એ વખતે તે ઉભો થાય છે અને એલીને શું જોઇએ તે જાણવા ઉતાવળો તેની પાસે જાય છે તેનો ચિતાર કરો. તે વૃદ્ધ એલીને સાહ્ય કરવાને હમેશાં બહુ ખુશી હતો, અને તે કરવા માટે તેને ઉંઘમાંથી ઉઠવું પડે તોપણ એ વાત મનમાં લાવતો નહિ. તેણે શું કહ્યું અને એલીએ શો જવાબ વાળ્યો તે કહો (૩; ૫). આથી શમૂએલને બહુ નવાઈ લાગી. તેને એમ લાગ્યું કે તેને સ્વપ્ન આવ્યું હતું, જેથી તે પાછો પોતાની પથારીમાં પડયો. પણ તુરતજ પેલો અવાજ ફરીથી આવ્યો. એ એલીનોજ હોવો જોઇએ કારણકે ત્યાં બીજું કોઇ ન હતું, કદાચ એલી પોતે ઉંઘમાં સ્વપ્ન આવવાથી તેને બોલાવતો હતો, તેણે આમ ધાર્યું છતાં તે પોતાની પથારીમાં પડયો રહ્યો નહિ. તે એકદમ ઉભો થયો અને વૃદ્ધ એલી પાસે ગયો. એમણે પરસ્પર શું કહ્યું તે કહો (૩; ૬), અને આ વખતે શમૂએલને તે પાછો પોતાની ઓરડીમાં ગયો ત્યારે કેટલી નવાઇ લાગી હશે તેનો ખ્યાલ કરો.

**ઇશ્વર પાસેથી સંદેશો.**

તેને ત્રીજી વખત બોલાવવામાં આવે છે અને એલી તેના ઉત્તર તરીકે જે કાંઇ કરે છે તે તે વિષે વિગતવાર કહો. શમૂએલને કોણ બોલાવતું હતું એ એલી આ વખતે સમજ્યો. તેણે કહ્યું કે "તને ઇશ્વરજ બોલાવે છે. જો તું તે અવાજ ફરીથી સાંભળ તો તું મારી પાસે આવીશ નહિ, પણ એમ કહેજે કે, "પ્રભુ, તું બોલ, કારણકે તારો સેવક સાંભળે છે." ફરીથી શમૂએલ પોતાની પથારીમાં સુતો. આ વખતે તેણે ઉંઘવાની ઇચ્છા કરી નહિ અને ઇશ્વરે તેને બોલાવવું યોગ્ય ધાર્યું હતું એ વાતથી તેને બહુ આશ્ચર્ય થયું. શું ઇશ્વર હવે ફરીથી બોલશે ખરો કે? હા, થોડી વારમા પેલો અવાજ 'શમૂએલ, શમૂએલ' કહેતો પાછો આવ્યો. શમૂએલે તરતજ શો જવાબ આપ્યો તે કહો અને તે તે અવાજ સાંભળવા તુરતજ બેઠો થાય છે તેનો કંઇક ચિતાર આપો. એલીનાં પાપ અને શિક્ષાની વિગત જણાવવાની જરૂર નથી. માત્ર એટલુંજ કહો કે ઇશ્વરે એલી માટે શમૂએલને એક સંદેશો આપ્યો, અને એનો અર્થ એ હતો કે શમૂએલે તુરતજ એલીનું પદ લેવું અને લોકોને ઇશ્વર વિષે જ્ઞાન આપવું.

**વાત પછીનું થોડુંક.**

ઇશ્વરે વૃદ્ધ એલીને કે બીજા કોઇ માણસને પસંદ નહિ કરતાં શમૂએલને પોતાની વાત કહેવા માટે પસંદ કર્યો એનું કારણ તમે શું ધારો છો? "તે સારો છોકરો હતો' એટલુંજ કારણ પુરતું નથી. તે કઇ રીતે ભલો હતો? શમૂએલને જે અવાજ બોલાવતો હતો તે સાંભળીને તેણે જે કાંઇ કર્યું હતું તે બતાવી આપે છે કે તે હમેશાં પોતાના વૃદ્ધ ગુરૂની સેવા કરવા તત્પર હતો. એ વાત છોકરાં જાણી શકે તેમ કરો. તમે તમારી માની સેવા એવી રીતે કરો છો ખરા કે?

**યાદ રાખવાનું વચન.**

એલીએ જોયું કે ઇશ્વરે તે છોકરાને બોલાવ્યો હતો. ૧ શમૂએલ ૩; ૮.

---

# ૧૦. ખરો માર્ગ પસંદ કરવો.

પાઠ ૪૭.

## ઈસુ પ્રલોભનની સામો થાય છે.

માત્થી ૪ ; ૧-૧૧.

**શિક્ષકનો અભ્યાસ.**

પહેલું પ્રલોભન ઉત્પત્તિ ૩ ; ૧ સાથે સરખાવો. એમાં જે સૂચના કરવામાં આવી હતી તે ઇશ્વરના વચનમાં શંકા આણવાનું, અથવા તેમાં વિશ્વાસ રાખવાને બદલે તેને અજમાવી જોવાનું કાર્ય હતું. બીજું પ્રલોભન ઇશ્વરમાં ઘણો વિશ્વાસ હોવાનો દેખાવ કરીને તેમાં અવિશ્વાસ સૂચવે છે: આ વાત "જો..." એ શબ્દોથી સિદ્ધ થાય છે. ત્રીજું પોતે જે કાર્ય કરવા આવ્યો હતો તે સાધવા માટે ભુંડાઇની સહાયતા લેવાનું સૂચવે છે. એ ત્રણેય પ્રલોભનમાં જે મુદ્દાની વાત છે તે પોતાનું કાર્ય સાધવા કોઇ સ્હેજ પણ ઓછો ઉચ્ચ પણ વધારે સરળ માર્ગ શોધવાના સંબંધમાં છે. અને આ શેતાન સાથેના લાંબા કાળના યુદ્ધની ઉત્તરોત્તર વૃદ્ધિ હતી. તેણે આ દરેક કીસ્સામાં પ્રલોભન સામે માણસ તરીકે યુદ્ધ કર્યું હતું, અને જે બધી સહાયતા માણસ પામી ન શકે તે લેવાની ના પાડી હતી. યા. ૧ ; ૨ વાંચો અને પ્રલોભનનો આ વિષય વિચારો. આપણને પ્રલોભન શા માટે થાય છે? પ્રલોભન કેવી રીતે આનંદ ઉપજાવે છે? યા ૧ ; ૧૨ વાંચો. પ્રલોભન એ વિજય પામવા માટેની તક આપે છે. હેબ્રી. ૨ ; ૧૭, ૧૮ અને એફેસીઓ ૬ ; ૧૦, ૧૧ વાંચો.

**વાતનો આશય.**

પ્રલોભનનું સ્વરૂપ અને તે કેમ જીતવું એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—છોકરાના પ્રલોભનની વાત કરો. એવું કંઇ છે કે જે કરવાની તેમને મના કરવામાં આવી હોય? તેઓ કદી આ મના

કરેલું કાર્ય કરે છે અથવા કરવાની ઇચ્છા કરે છે? એ પ્રમાણે કરવું વ્યાજબી છે? આ મના કરેલું કાર્ય કરવાની ઇચ્છા તેઓને શાથી થ છે? ઇસુનો અને સહુનો દુશ્મન શેતાન લોકો પાસે જે ખોટાં કાર્ય કર વવા ઇશ્વર ઇચ્છતો નથી તે કરાવવાનો પ્રયત્ન શા માટે કરે છે? જ્ય તમારી માએ તમને કંઈ ન કરવાનું કહ્યું હોય અને તમે તે કરો, ત્ય તમને તેથી સુખ થાય છે ખરૂં કે? નહિજ. એનું કારણ એ છે કે તે ઇશ્વરને દુ:ખ થાય છે. જ્યારે આપણે સારૂં કાર્ય કરીએ છીએ અ ઇશ્વરને રાજી રાખીએ છીએ ત્યારે આપણે સુખી થઇએ છીએ.

**ભલો છોકરો.**

જ્યારે ઇસુ આ પૃથ્વી ઉપર રહેતો હતો ત્યારે શેતાન આપણ ખોટું કરવાને લલચાવે છે તેમ તેને પણ લલચાવવાનો તેણે પ્રયત્ન કર્ય હતો. ઇસુ જ્યારે છોકરો હતો ત્યારે તે બીજા છોકરાઓની માફક અયોગ કામ કરે એ માટે ઘણો વખત શેતાન તેની પાછળ લાગ્યો હતો. પ ઇસુએ તેનું કદી સાંભળ્યું ન હતું અને શેતાને તેને જે કરવાનું કહ્યું હતું તેણે કોઇ વખત પણ કર્યું ન હતું. ઇસુએ નાઝારેથમાં જે જાતનું જીવ ગાળ્યું હતું અને તે કેવો છોકરો હતો તેનું ટુંકામાં વર્ણન કરો. અને કઇ રીતે પ્રલોભનની સામે થઇ તેને આધીન થયો ન હતો તે વાત ખા કરીને બરાબર સમજાવો.

**પહેલું પ્રલોભન.**

ત્યાર પછી ઇસુ મોટો થયો અને શેતાને તેની પાસે ખોટાં કા કરાવવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. એક દિવસ ઇસુ લોકોના વસવા ટથી દૂર કોઇએક એકાંત સ્થાનમાં હતો. અને શેતાન ત્યાં આવ્યે અને તેણે તેની પાસે બને તેટલી રીતે ખોટું કરાવવાનો પ્રયત્ન કર્યો આખરે જ્યારે ઇસુ બહુ થાકયો અને તેને ઘણી ભૂખ લાગી હતી ત્ય શેતાને કહ્યું કે, "આ જગ્યામાં કંઈ ખાવાનું નથી તેમ તને ભૂખ પણ લાગી છે, અને તું બહુ શક્તિમાન તેમ હુશિયાર છે. માટે આ પત્થરને રોટીના રૂપમાં ફેરવી નાખ." એમ કરવું એ શું ખોટું હતું કે? ખાવું એ કાંઇ ખોટું નથી, તોપણ ઇસુ એ જાણતો હતો કે ઇશ્વર મને કં ખાવાનું આપશે, જેથી શેતાનના કહેવા પ્રમાણે કરવું એ અયોગ્ય છે

તેથી તેણે જવાબ આપ્યો કે "જે કંઇ મને ઇશ્વર પોતે આપશે તે હું ખાઇશ." આ ઉપરથી શેતાન પોતે હાર્યો એમ તેના મનમાં ખાત્રી થઇ.

**બીજું પ્રલોભન.**

ત્યાર પછી શેતાને ઇસુને પેલું મોટું મંદિર જ્યાં તે કોઇ કોઇ વાર પર્વ ઉપર જતો હતો તેની યાદ આવી. અને ઇસુએ ત્યાંના બધા લોકોને અને તે પોતે તેમને કેવી રીતે ચાહતો હતો, અને તેઓ તેને ચાહે અને જાણે એમ ઇચ્છતો હતો એ વાતનો વિચાર કર્યો. શેતાને કહ્યું કે "જો, તું આ મંદિરના છેક મથાળે જઇશ અને ત્યાંથી કુદીને લોકોમાં પડીશ, તો તેઓ સહુ તારૂં સાંભળવા આતુર થશે. જે લોકો ઇશ્વરમાં વિશ્વાસ કરે તેમની સંભાળ લેવાનું તેણે વચન આપ્યું છે, જેથી તું કુદી પડ અને તે તને કાંઇ ઇજા થવા દેશે નહિ." ઇસુએ કહ્યું કે "જો ઇશ્વર પોતે મને એ કાર્ય કરવાનું કહે તો તે યોગ્યજ છે, પણ હું તારૂં કહ્યું તો માનવાનોજ નથી."

**ત્રીજું પ્રલોભન.**

પણ શેતાને ફરીથી ઇસુ પાસે પોતાનું ધાર્યું કરાવવાનો પ્રયત્ન કર્યો. તેણે તેને પૃથ્વી ઉપરના બધા લોકોની યાદ આપી. ઇસુ તેમાંના પ્રત્યેકને ચાહતો હતો અને તેઓ સહુ તેને ચાહે એમ ઇચ્છતો હતો. શેતાને કહ્યું કે "તું ઇશ્વરની ભક્તિ કરવાને બદલે મારી ભક્તિ કર અને તને સહુ માણસો ચાહે એમ હું કરીશ." પણ ઇસુ સહુ માણસોનો પ્રેમ પ્રાપ્ત કરવાનો એ કરતાં એક જુદોજ માર્ગ જાણતો હતો અને શેતાનની ભક્તિ કરવી એ ખોટું છે એમ તે સમજતો હતો, જેથી તેણે તેને કહ્યું કે "શેતાન, તું દૂર થા." ત્યારે શેતાને જાણ્યું કે ઇસુ પાસે ખોટું કાર્ય કરાવવાનો પ્રયત્ન કરવો એ નકામુંજ છે અને તે તેને છોડીને ચાલ્યો ગયો. પણ ઇસુ શેતાન સાથે એટલું બધું લડીને બહુ થાકી ગયો હતો, જેથી ઇશ્વરે તેને સાહ્ય કરવા માટે કેટલાક દૂત મોકલ્યા. કદાચિત્ તેમણે ઇસુએ શેતાનને કહ્યું હતું તે પ્રમાણે તેને ખોરાક આપ્યો હતો.

**વાત પછીનું થોડુંક.**

આથી જ્યારે જ્યારે તમે કંઇ ખોટું કાર્ય અથવા જેની મના કરવામાં આવેલી હોય એવું કાંઇ કાર્ય કરો ત્યારે આ વાત યાદ કરજો, અને

જો તમે ઇસુ પાસે સહાયતા માગશો, તો તે તમને તેણે પોતે શેતાનને દૂર કર્યો હતો તે પ્રમાણે તેને દૂર કરવા માટે તે આપશેજ.

**યાદ રાખવાનું વચન.**

શેતાનને ઉલટા ઉભા રહો, ને તે તમારી પાસેથી નાસશે. યાકુ. ૪; ૭.

---

પાઠ ૪૮.

## એક મહેલની શાળામાં ચાર નાના કુમારો.

દાનીયેલ ૧; ૧-૨૧.

**શિક્ષકનો અભ્યાસ.**

આપણી આ વાતને વખતે બાબેલ એ પૃથ્વીમાં સહુથી મોટું રાજ્ય હતું, અને નબૂખાદનેસ્સાર એ રાજ્યના મોટામાં મોટા રાજાઓમાંનો એક હતો. શિનઆર એ બાબેલનું બીજું નામ છે (૧; ૨). યરૂશાલેમની પૂર્વમાં શુમારે ૮૦૦ માઇલ ઉપર ફ્રાત નામની મોટી નદી ઉપર એ શહેર નકશામાં જુઓ. નબૂખાદનેસ્સારે યરૂશાલેમ ઉપર જે હુમલો કર્યો હતો તેની કશી વિગત આપવામાં આવી નથી. કદાચિત્ એમ પણ હોઇ શકે છે કે તેની માગણી તુરત પુરી કરવામાં આવી હતી, જેથી લડાઇ થઇ ન હતી. તે શહેર તેના લશ્કરે પાછળથી જીત્યું હતું. એ વખતમાં હાર પામેલા લોકોમાંના અમીરવર્ગના છોકરાઓને લઇ તેમને વિજેતાના રાજ્યની સેવા કરવા માટે યોગ્ય શિક્ષણ આપવું એ એક સાધારણ રિવાજ હતો. એમ કરવામાં પહેલો હેતુ એ હતો કે રાજાની આજુબાજુ તેનાં સગાંસંબંધીઓ અથવા તેમના લાગતાવળગતા કોઇને રાખવા નહિ, કે જેથી તેઓને રાજ્યદ્રોહ કરવાની તક મળે. આ કારણથી આવા બહારના વિશ્વાસપાત્ર લોકો જેમનું પોતાનું હિત રાજાના હિતમાં રહ્યું હતું તેમને તેની પાસે રાખવામાં આવતા હતા. આ યુવકોમાં જે ખાસ ગુણની જરૂર હતી તેની ૧; ૩, ૪માંથી એક ટીપ બનાવો. નબૂખાદનેસ્સાર એક ભલો રાજા હતો એ દેખીતું છે, અને તે પોતે આ છોકરાઓનાં શિક્ષણ ઉપર દેખરેખ રાખતો હતો (૧; ૧૯, ૨૦). આ

ચાર યહુદી છોકરાઓને જે નામ આપવામાં આવ્યાં હતાં (૧ ; ૭) તે બાબેલના દેવો ઉપરથી હતાં. રાજાના જે ભાણામાંથી તેમને ખોરાક મળતો હતો તે ઘણું કરીને દેવોને પહેલાં ધરવામાં આવતું હતું (૧ ; ૫).

**વાતનો આશય.**

સારા છોકરાઓ દારૂ પીવાની ના પાડે છે એ બતાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—જે સામાન્ય શાળામાં છોકરાં હમેશાં ભણતાં હોય તે, તેનું મકાન, બીજા છોકરાં, પાઠ, વગેરેની વાત કરો. કેટલાંક છોકરાં બોર્ડિંગવાળી શાળામાં ભણવા જાય છે. પોતાના ગામડા કે ગામની શાળામાં જવું અથવા પોતાની જગ્યાથી દૂરની કોઈ બીજી શાળામાં ભણવા જવું, એ બેમાંથી વધારે સારૂં કયું છે?

**ચાર મિત્રો નિશાળમાં.**

આગળ ઉપર ચાર છોકરાઓ હતા, જે એકજ સ્થાનમાં રહેતા હતા, પણ જેમને પોતાના અભ્યાસ માટે બહુ દૂર જવું પડયું હતું. તેમનાં નામ કહો પણ બાળકોને એ યાદ કરાવવામાં બહુ વખત લેવાની જરૂર નથી. તેઓ પણ રાજાનાજ પુત્રો છે, પણ તેમને એક મહારાજાએ કેદ કર્યાં હતા, અને તે તેમને એક મોટા શહેરમાં આવેલી શાળામાં ભણવા માટે લઇ ગયો. તેઓ કેદી હતા તેથી તેઓ તહેવારના દિવસમાં ઘેર જઇ શકતા ન હતા, પણ તેમના શિક્ષકો અને તેમના ભોજન, વગેરે સંબંધી વ્યવસ્થા કરનાર તેમના પ્રત્યે માયાળુ હતા તેથી તેમને ત્યાં દુઃખ થતું ન હતું. આવા છોકરાઓને મોટા શહેરમાં શાં શાં પરીક્ષણ હશે? મોજ-શોખ, રમતગમત, વગેરેનું વર્ણન કરો. તે શહેરમાં અને મહારાજાના મહેલમાં બધા લોકો મૂર્તિઓને પૂજતા હતા, પણ દાનીયેલ અને તેના મિત્રો એક જગતના કર્તા ઇશ્વરની ભક્તિ કરવાનું શીખ્યા હતા, જેથી તેમણે મૂર્તિની પૂજા કરી નહિ. તે શહેરમાં બીજું ઘણું ખરાબ હતું, પણ આ છોકરાઓ તેમાંનું કંઇ કરે તેમ ન હતું, અને એમ લાગે છે કે એ છોકરાઓ બધી રીતે બહુ સારા હતા તેથી તેમને સહુ કોઇ ચાહતું હતું.

રાજાનો ખોરાક.

આ છોકરાઓને ભણવાની શાળામાં બધા છોકરાઓનાં શરીર બહુ સારાં રહે એ માટે તે મહારાજાને ખાસ કાળજી હતી. તેઓ પોતાનો અભ્યાસ બરાબર કરે એ તો તે ઇચ્છતોજ હતો, પણ તે તેમનાં શરીરના સંબંધમાં પણ તેટલીજ કાળજી રાખતો હતો, પણ શરીર સારાં અને સબળ કેમ થાય તે છોકરાંનેજ કહેવા દો, અને રાજાએ કહ્યું કે "તેમને યોગ્ય અને સારો ખોરાક મળે એ માટે હું તેમને મારા રસોડામાંથીજ ખાવાનું મોકલીશ. આ પ્રમાણે થતાં તેમને ખરાબ ખોરાક મળવાનો જરા પણ સંભવ નથી." રાજાનો ખોરાક ખાવો કોને ન ગમે? તમને ગમે કે નહિ? એ નિશાળના બીજા છોકરાઓ આ વાતથી બહુ ખુશી થયા, પણ દાનીયેલ અને તેના ત્રણ મિત્રો દિલગીર થયા. તેમને દિલગીર થવાનું કારણ તમારા ધારવા પ્રમાણે શું હશે? એ ખોરાક કેવો હતો—બહુ પુષ્ટિકારક, ભારે અને તેઓ સાધારણ રીતે હમેશાં ખાતા હતા તેથી તદન જુદો હતો એ બધું છોકરાંને સમજાવો. વળી વિશેષ ભુંડી વાત એ હતી કે તે રાજાએ તેમને માટે પોતાનો પીવાનો દારૂ પણ મોકલ્યો હતો. આથી બીજા છોકરાઓ ખુશી થયા, પણ દાનીયેલ અને તેના મિત્રો નારાજ થયા કારણકે તેઓ જાણતા હતા કે જલદ દારૂ પીવાથી લાભને બદલે ગેરલાભ થાય છે. તેથી લોકોને કેવી રીતે નુકશાન થાય છે? દાનીયેલ અને તેના મિત્રોએ એ સંબંધી શી વાતચીત કરી હશે, અને એ પીવાથી ઇશ્વર નારાજ થાય માટે તે પીવોજ નહિ એવો તેમણે જે નિશ્ચય કર્યો તે વર્ણવો. તેમણે કેવા વિવેકથી રાજાનું ખાનપાન તેઓ લઇ નહિ શકે એ પોતાના માયાળુ શિક્ષકને જણાવ્યું તે કહો. તેમના માટેની તેની ચિંતા, અને તેમણે કસોટી દાખલ તેમનો પોતાનોજ ખોરાક દસ દિવસ ખાવાની માગણી કરી તે વિષે કહો. તેમની આ વિનતીનો કેવી રીતે સ્વીકાર કરવામાં આવ્યો, તેમણે શો ખોરાક ખાધો અને તેઓ આપેલી મુદત પછી કેવા દેખાયા તે બધાનો ચિતાર આપો. આથી તેઓ એ શાળામાં રહ્યા એ દરમ્યાન બધો વખત તેમને રાજાનું ખાનપાન લેવાનો કોઇએ આગ્રહ કર્યો નહિ.

**પરીક્ષા.**

આખરે પરીક્ષાનો કાળ નજદિક આવ્યો. તમે કદી પરીક્ષા આપી છે કે? તે કેવી હશે? તમે તેથી ભય પામ્યા હતા કે ખુશી થયા હતા? આ છોકરાઓને એ વખતે કેવું લાગ્યું હશે? તેમના પરીક્ષા તમારા ધારવા પ્રમાણે કોણ લેવાનું હતું? તમારી પરીક્ષા કોણે લીધી હતી? એ છોકરાઓની પરીક્ષા પેલો મહારાજા પોતે લેવાનો હતો. એ મોટા દિવસ માટે તેમણે બધાએ કેવી તૈયારી કરી હશે તેનો કંઇક ખ્યાલ કરો અને દરબારની કચેરીમાં જે દેખાવ થઇ રહ્યો હતો–રાજા, તેના અમલદારો અને અમીરઉમરાવો ત્યાં હાજર છે અને આ છોકરાઓ અને તેના શિક્ષકો અંદર દાખલ થાય છે, વગેરે વાતોનો ચિતાર આપો. તેમને તે રાજા આગળ ડ્રીલ, વગેરે કરવાની હતી તે તેમણે કરી અને તેઓ બધા શું શીખ્યા હતા તે વિષે તેણે તેમને કટલાક પ્રશ્નો પુછ્યા, અને જ્યારે પરીક્ષા પુરી થઇ ત્યારે રાજા બહુ ખુશી થયો. પણ તમારા ધારવા પ્રમાણે તે સહુથી વિશેષ ખુશી કોનાથી થયો હતો? દાનીયેલ અને તેના મિત્રોને તે વખતે જે સફળતા મળી તે વિષે કહો. તેમણે બીજા છોકરાઓ કરતાં વધારે સારા ઉત્તર આપ્યા હતા અને તેમનાં શરીર પણ વધારે સારાં અને સબળ હતાં. એમણે તે રાજાનો દારૂ કદી પણ પીધો ન હતો એ વાતની તે રાજાને ખબર હતી કે નહિ એ એક પ્રશ્ન છે. તેઓ શરીરમા એવા મજબુત હતા તેનું કારણ પણ તેજ હતું

**વાત પછીનું થોડુંક.**

તમને એમ લાગે છે કે આ ગામ કે ગામડામાં જે લોકો દારૂ પીએ છે તે બીજાથી વધારે નિરોગી છે? નહિજ. દારૂ એ સદા ખરાબ છે અને સારા લોકો તે કદી પણ પીતા નથી, તેથી આપણે પણ એ પીવાનો નથી.

**યાદ રાખવાનું વચન.**

દાનીએલે પોતાના મનમાં એવો ઠરાવ કીધો કે હું...પોતાને વટાળીશ નહિ." દાનીએલ ૧; ૮.

---

પાઠ ૪૯.

## જે માણસે એક પરદેશીને સહાયતા આપી હતી તે.

લુક ૧૦; ૩૦–૩૭.

**શિક્ષકનો અભ્યાસ.**

શિક્ષકે આ વાતની આગળપાછળનું બધું જાણવા માટે ૧૦; ૨૫ થી વાંચવું જોઇએ. "મારો પડોશી કોણ છે?" એ પ્રશ્નના ઉત્તરમાં આ વાત કહેવામાં આવી હતી. યરૂશાલેમથી યરેખો જવાનો રસ્તો નકશામાં જુઓ. તેમની વચ્ચેનું અંતર સોળેક માઇલનું હતું અને માર્ગ ટેકરીઓ ઉપરથી નીચે જતો ઉજડ અને ધારાવાળો હતો. એ વખતે યરેખો એક મોટું વેપારનું મથક હતું અને લોકો યરૂશાલેમથી ત્યાં કેટલુંક ખરીદવા જતા હતા. આ માર્ગ એ દેશમાં સહુથી વિશેષ જોખમથી ભરેલો લેવી લોકો યાજક જાતના હતા, એટલે યાજકો તેમાથી પસંદ કરવામાં આવતા હતા; તેમને ઇસ્રાએલમાં કંઇ વારસો ન હતો (ગણના ૧૮; ૨૧); તેમનું કામ મંડળને લગતું હતું (ગણના ૧; ૫૦, ૫૩); મંદિરને લગતું હતું (૧ કાળવૃત્તાંત ૨૩; ૨૭, ૨૮) અને નિયમશાસ્ત્રના પુસ્તકને લગતું હતું (પુનર્નિયમ ૩૧; ૨૫, ૨૬). આથી તેઓ શાસ્ત્રી થયા (૨ કાળવૃત્તાંત ૩૫; ૩) અને આપણા પ્રભુના વખત સુધી તેવા રહ્યા. સમરૂની લોકો વિષે ખાસ માહિતિ મેળવો, તેમનું મુળ ધ્યાનમાં લ્યો (૨ રાજા ૧૭; ૨૪–૩૩). તેમની મિશ્ર જાતિ અને અશુદ્ધ ભક્તિને લીધે યહુદીઓ તેમના પ્રત્યે દ્વેષભાવ રાખતા હતા (યોહાન ૪; ૯). યહુદીઓના યાજક બ્રાહ્મણ જેવા હતા એવું માનવાની કે મનાવવાની ભૂલ શિક્ષકે કરવી નહિ. આવા સંજોગોમાં બ્રાહ્મણ કોઇ પણ જાતની અંગત સહાયતા આપી શકે એવી આશા રાખી શકાય નહિ, પણ યાજક અને લેવી પાસે સહાયતાને માટે પેલો લુંટાયલો અને ઘાયલ થએલો માણસ આશા રાખી શકતો હતો. આ બે માણસો મિશનના પાળક અને શિક્ષક જેવા હતા એવું કહેવાથી ઇસુના કહેવાનો અર્થ બરાબર સમજાવી શકાય છે. જે માણસોએ મદદ કરવાજોઇતી હતી તેમણે તે આપી નહિ. તે નિરાધાર માણસને જે સહાયતા પછી તદન અણધાર્યાં સ્થાનમાંથી મળી આવી હતી તે સમરૂની

માણસ સારી સ્થિતિમાં હતો એ દેખીતું છે. તે સ્વારી કરીને આવતો હતો અને વળી તેની પાસે પૈસા પણ હતા. આથી પેલા ઘાયલ થએલા માણસથી દૂર રહેવાનું તેને ખાસ કારણ હતું, કારણકે જો એટલામાં ચોર હોય તો તેમનો ભય તેના પોતાને માટે વિશેષ હતો. આમ છતાં તેણે પેલા ઘાયલ થએલા માણસની સેવા જે હિમ્મતથી કરી તે ખાસ ધ્યાનમાં લેવાની છે.

**વાતનો આશય.**

આ સમરૂનીના ભલા કાર્યની છોકરાં પાસે યોગ્ય કદર કરાવવાનો છે.

**છોકરાંને માટે.**

**પ્રસ્તાવના.**—તમે કદી તમારાં માબાપ સાથે મુસાફરી કરી છે? તમે દૂર ગયા હતાં? કેટલા દિવસનો રસ્તો હતો? તમે શું જોયું? તમે કેવી રીતે ગયાં હતાં? તમે તમારી સાથે શું શું લીધું હતું?

**નીકળવું.**

એક વખત એક માણસ મુસાફરી કરવા એકલો નીકળ્યો. તેને બહુ દૂર જવાનું હતું, જેથી તે સવારમાં બહુ વહેલો નીકળ્યો, અને તે એક મોટા શહેરમાં જતો હતો તેથી તેણે પોતાનાં સારામાં સારાં વસ્ત્ર વગેરે પહેર્યાં હતાં. એ વખતે રેલ્વેગાડી ન હતી તેમ તેને પોતાની બેલગાડી પણ ન હતી, જેથી તેને એ બધો માર્ગ પગપાળા જવું પડયું હતું. રસ્તે જતા કોઇ જનાવર કે સાપ વગેરે તેને હેરાન કરે તો તેની સામે પોતાનું રક્ષણ કરવા માટે તેણે એક લાકડી લીધી હતી. તે તે મોટા શહેરમાં કંઇક ખરીદ કરવા જતો હતો, જેથી તેણે પોતાની સાથે પૈસા પણ લીધા હતા. એ પૈસા તેણે કયાં રાખ્યા હશે? તે ખાઇને તૈયાર થાય છે અને પોતાનાં ઘરનાં માણસોની રજા લઇને સૂર્યોદય થયા પહેલાં ચાલતો થાય છે એનો ચિતાર આપો. તડકો થયા પહેલાં જેટલું દૂર જવાય તેટલું સારૂં એમ માનીને તે શહેરની બહાર નીકળી બને તેટલી ઝડપથી ચાલતો થયો. તેનો માર્ગ એકાંતવાળો તેમ ખડબચડો હતો, પણ તેને ટેકરીવાળા ભાગ ઉપરથી નીચે જવાનું હતું તેથી તે થોડી વારમાં દૂર નીકળી ગયો.

લુંટારાઓ.

દહાડો પહોરેક ચઢયો હતો ત્યારે તે સારી પેઠે દૂર નીકળી ગયો હતો, અને તેણે પોતાના મનમાં ધાર્યું કે "હવે હું તુરતજ મારા મુકામે આવી પહોંચીશ" તેણે રસ્તા ઉપર બહુ થોડા લોકોને જોયા હતા, પણ આ અરસામાં તેણે થોડાએક માણસોને તેના તરફ ધ્યાનથી જોતા જોયા. તેઓ તેને વિષે વાત કરતા હતા અને તેણે ધાર્યું કે એ લોકો લુંટારા છે, પણ તે નાસી જઇ શકે તેમ નહોતું અને તેઓએ તેને જોએલો હોવાથી ને સંતાઇ શકે તેમ પણ ન હતું. તુરતજ એ લોકો લુંટારા છે એ વાતની તેને ખાત્રી થઇ. કારણકે તેઓ તેની પાસે આવ્યા અને તેની પાસે પૈસા, વગેરે જે કાંઈ હતું તે માગ્યું. હવે એ સ્થિતિમાં તેણે શું કરવું? તે તેમને પૈસા આપવા ઇચ્છતો ન હતો. કદાચિત્ તેણે તેમને પોતા પાસે જે પૈસા હતા તેમાંથી થોડા કાઢી આપવા માંડયા, પણ તેથી પેલા માણસો સંતોષ પામે તેમ ન હતું. એ ઉપરથી તેમણે તેને કહ્યું કે "અમારે તારી ઝડતી લેવી પડશે." તેઓ તેનાં ગજવાં વગેરે તપાસે છે અને આખરે તેમને તેના બધા પૈસા મળવાથી તેઓ તે લે છે અને તેનાં કપડાં પણ ઉતરાવે છે એ વાતનો ચિતાર આપો. કદાચિત્ એ વખતે તે તેમની સાથે લડયો હોત, પણ તેઓ તેનાથી સંખ્યામાં વધારે હોવાથી તે તેમને કંઇ કરી શકયો નહિ એટલુંજ પણ ઉલટો લડતાં લડતાં ઘાયલ થયો, લોહી નીકળ્યું, પડી ગયો ને પૈસા, લુગડાંલત્તાં બધાં ગયાં ને તે બેશુદ્ધ થયો. દરમ્યાન પેલા લુંટારાઓ તેનાં વસ્ત્ર, પૈસા, વગેરે લઇ રવાના થઇ ગયા. છોકરાંને દયા આવે એવી રીતે એ માણસની નિરાધાર સ્થિતિનું વર્ણન કરો, અને ત્યાં તે તડકામાં લાંબો વખત સુધી પડયો રહ્યો હતો અને કોઇએ પણ તેને સહાયતા આપી ન હતી એ બધું કહો.

યાજક.

એ બિચારા વટેમાર્ગુએ ઘણી વાર પોતાનું માથું ઉચું કરી કોઇ આવે છે કે નહિ એ જોવા આમતેમ જોયું, પણ ત્યાં કોઇ દેખાયું નહિ. આખરે તેણે કોઇને દૂરથી આવતો જોયો. તેને પોતાની નજદિક આવતો જોઇ જે આનંદ અને આશા તેના મનમાં ઉત્પન્ન થયાં હશે તેનો

ખ્યાલ કરો. એ માણસ નજદિક આવ્યો ત્યારે તેણે જોયું તો તે તેને પાળક લાગ્યો, આથી એ માણસ તેને મદદ આપશેજ એવી તેને ખાત્રી થઇ. તેણે પોતાના મનમાં વિચાર્યું કે, "હું કેવો નસીબદાર છું કે આ આવનાર માણસ પાળક છે: તે મને મારી આ સ્થિતિમાં નક્કી સહાયતા આપશે." પેલો પાળક તેની નજદિક આવ્યો ત્યારે તેણે તેને શું કહ્યું હશે તેનો ખ્યાલ કરો. પણ તેને સાહ્ય ન કરતાં પેલો માણસ કેવી રીતે રસ્તે તરીને ચાલ્યો તેનું વર્ણન કરો. એ વખતે પેલા ઘાયલ થએલા માણસને પોતાની નિરાધાર અને દુઃખી અવસ્થા જોઇને જે નિરાશા ઉત્પન્ન થઇ હશે તેનો કંઇક ચિતાર આપો.

**લેવી.**

પેલો માણસ ફરીથી આમતેમ કોઇ આવે છે કે નહિ એ જોતો રહે છે. વળી કોઇને આવતો જોઇ તેના મનમાં શું થાય છે, તે માણસ પાસે આવતાં તે તેને શું કહે છે, પેલો નવો આવનાર માણસ શો ઉત્તર વાળે છે અને તેના ગયા પછી આપણા આ ઘાયલ થએલા માણસને ફરીથી કેવી નિરાશા ઉત્પન્ન થાય છે એ બધું કહો. આ બન્ને ધાર્મિક માણસ તેને સહાયતા ન આપે તો પછી બીજું કોણ આપે એમ હતું?

**સમરૂની.**

હવે પેલા ઘાયલ થએલા માણસની બધી આશા ગઇ હતી. કોઇની પણ મદદની આશા રાખવી એ વ્યર્થ હતું. તેને તો ત્યાંજ પડી રહી મરવાનું હતું. તડકો સખત હતો, તેને તરસ પણ પણ બહુ લાગી હતી, ઘાની વેદના ઘણી થતી હતી અને તેનાથી જરા પણ ઉઠાતું ન હતું. એ બિચારાની સ્થિતિ કેટલી દુઃખમય હતી! પણ થોડી વારમાં તેણે કોઇના આવવાનો અવાજ સાંભળ્યો. આ વખતે કોઇ જાનવર આવતું હોય એમ લાગ્યું. એ શું હશે? ફરીને તે જોવા લાગ્યો. એ વખતે તેણે શું જોયું તે કહો. તેને આ વખતે કશી આશા ન હતી. એ કોઇ પૈસાદાર માણસ અને વળી પરદેશી હતો, જેથી તે તેના જેવા નિરાધાર માણસની મદદે આવે એ અશક્ય હતું. આમ ધારીને તે પોતાની આંખ બંધ કરી ત્યાં પડયો રહ્યો, પણ જ્યારે પેલું જાનવર તેની નજદિક આવ્યું ત્યારે તે ત્યાં ઉભું રહ્યું. વળી કોઇ માણસ પ્રેમાળ

વચનથી તેને બેલાવવા લાગ્યો અને તેણે તેને પોતાના હાથથી ઉંચો પણ કર્યો. એ પરદેશી માણસ શું થયું હતું એ વિષે તેને પુછે છે, તેના ઘા ધુએ છે અને બાંધે છે, અને પછી એ ઘવાએલાને પોતાના ઘોડા પર બેસાડે છે, એ બધાનો ચિતાર આપો. તેણે કહ્યું કે, "આગળ એક ધર્મશાળા છે ત્યાં હું તને લઇ જાઉં છું. તું સારો થાય ત્યાં સુધી ત્યાં રહેજે." આથી પેલા માણસે તેનો કેટલો બધો ઉપકાર માન્યો હશે! તેનો પોતાનો ભાઇ એ રસ્તે આવ્યો હોત તો તેણે તેથી કંઇ વધારે કર્યું ન હોત. અને જ્યારે તેઓ ધર્મશાળામાં આવ્યા ત્યારે પેલા પરદેશી માણસે તેને પેલા ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો, તેને ઘરમાં લઇ ગયો, તેને સુખેથી સુવાડયો, તેને ખોરાક વગેરે આપ્યું અને આખી રાત તેની સારવાર કરી. તેનાથી બીજે દિવસ રહી શકાય તેમ ન હતું, જેથી તેણે એ ધર્મશાળાના ઉપરીને પૈસા આપ્યા અને આ ઘવાએલો માણસ સાજો થાય ત્યાં સુધી તેની સંભાળ રાખવાનું તેને કહ્યું.

**વાત પછીનું થોડુંક.**

જે ત્રણ માણસો એ રસ્તે ચાલ્યા હતા તેમાંથી છોકરાં કોને વધારે પસંદ કરે છે તે તેમને પુછો. આપણે તેના જેવા કેવી રીતે થઇએ? છોકરાં જે કાંઇ નાનુંસુનું પરોપકારનું કાર્ય જેમકે પોતાથી વધારે નાના છોકરાંને અથવા કોઇ માંદાં છોકરાંને કોઇ પણ જાતની સહાયતા આપવી, અથવા શાળામાં કોઇ છોકરૂં નવું આવ્યું હોય તેને નવું નવું કે બીક ન લાગે એ માટે મદદ આપવી, વગેરે કરી શકે તે તેમને સુચવો.

**યાદ રાખવાનું વચન.**

જેવી પોતા પર તેવી પોતાના પડોશી પર તું પ્રીતિ કર. માત્થી ૨૨; ૩૯.

## પાઠ ૫૦.

## સિંહાવલોકન.

### ભાગ ૯, ૧૦.

**શિક્ષકનો અભ્યાસ.**

આ સિંહાવલોકનમાં જે પાઠ આવેલા છે તેમાં કેટલી જાતના લોકોને આપણે જાણવાનું મળ્યું છે તે વિચારો. એમના શા શા સંજોગો હતા, એમને શી શી તક અને શાં શાં પ્રલોભન હતાં તે જુઓ. તેમણે જે સારાં કામો કર્યાં હતાં તેની એક ટીપ બનાવો, અને તેઓ એને બદલે શું કરી શકયા હોત તે વિચારો. જે કાંઈ કાર્યથી ઈશ્વર બહુ ખુશી થાય તે કરવાને બદલે તેઓ માત્ર પોતાના કાર્ય માટેની સુગમતા શોધતા હતા. ઇસુ સિવાય આ બધા લોકોમાં તમને સહુથી વધારે પસંદ કોણ છે? તેમાંના કોને સાચું કરવા માટે સહુથી વધારે મુશ્કેલી હતી? કોના સંજોગો સહુથી વધારે કઠણ હતા? તે સહુમાંના કોણે ઇશ્વરને વિશેષ મહિમાવાન કર્યો?

**છોકરાંને માટે.**

ઇશ્વરના અવાજ વિષેની વાતો.—જેમણે ઇશ્વરનો અવાજ સાંભળ્યો હોય તેમાંનાં કોઇનાં નામ છોકરાંને યાદ છે? (ઇબ્રામ, મુસા, શમૂએલ). ઇશ્વરે ઇબ્રામને શું કહ્યું હતું? (પહેલી આજ્ઞા અને પછી વચન). ઇબ્રામે તેના ઉત્તર તરીકે શું કર્યું? જ્યારે ઇશ્વરે શમૂએલ સાથે વાત કરી હતી ત્યારે એલીએ શું કહ્યું? દરેક વાતમાં ઈશ્વરના આમંત્રણનો શો ઉત્તર આપવામાં આવ્યો હતો તે છોકરાને કહેવા દો, અને તેમાં આજ્ઞાધીનતા એ મુદ્દાની વસ્તુ છે એ તેમને સમજાવો. વળી ઇશ્વર આપણી સાથે કેવી રીતે વાત કરે તે પણ બતાવો.

**સાચું કાર્ય કરવા વિષે વાતો.**

આજ્ઞાધીનતા સિવાય ઇશ્વરને પ્રસન્ન કરવા માટે લોકોએ બીજું શું કર્યું હતું? (દાનીયેલ અને સમરૂની) આ લોકોમાંના કોને બાળકો સહુથી વધારે પસંદ કરે છે? અને શા માટે? વાતોમાંનાં પાત્રો વિષે તેમને છૂટથી બોલવા દો, અને તેમાંના પ્રત્યેકે ઇશ્વરને કેવી રીતે રાજી કર્યો તે છોકરાં બરાબર જોઇ શકે તેમ કરો.

**ઇશ્વરને પ્રસન્ન કરવામાં નડતી મુશ્કેલી.**

ઘણી વાર એવું કેમ બને છે કે ખોટું કરવું એ બહુ સહેલું છે અને ખરૂં કરવું એ બહુ મુશ્કેલ છે? (માણસને શેતાન લલચમાં નાખે છે એ છોકરાં કહી શકે છે કે નહિ એ જુઓ.) આપણે કઈ રીતે શેતાનને જીતી શકીએ અને ઇશ્વરને પ્રસન્ન કરી શકીએ? ઇસુએ એ કઇ રીતે કર્યું હતું? શેતાનનો અવાજ નહિ સાંભળવાની અને ઇશ્વરનો અવાજ સાંભળવાની જરૂરીઆત ઉપર ફરીથી ભાર મુકો.

---

## કેટલાક ખાસ દિવસો માટે પાઠ.

**ઈસ્ટર:** પાઠ ૩૧ ફરીથી શિખવવો.

**નાતાલ:** પાઠ ૧૧ અને ૧૨ ફરીથી શિખવવા.

આ વખતે પાઠને સિંહાવલોકન કે પરીક્ષાનું રૂપ આપવું નહિ. વાત પહેલીજ વાર કહેતા હો તેમ ફરીથી કહો, કારણ કે છોકરાંને જે વાત ગમી હોય તે વારંવાર સાંભળવી તેમને બહુ ગમે છે.

